જેહાંગીર બી. કરાણીવાળી

નવી છાપની

# તમામ ખોરદેહ અવસ્તા.

( જોડાઅક્ષર સાથની )

અશેમ, યથા, પાંચે ગેહ, સર્વે ન્યાએશો, ચાર પતેત, બાજે, દુવા, નીરંગો,
મરહુમોની યાદ માટે ભણવાનો કરદો, ફરેશ્તી, ફરવરદેગાનના પાક દિવસોમાં
પઢવાના ફરામરઝોદના હા તથા ગાથાના પાંચે હા, ત્રીસે રોજની
સેતાયશ તે ઉપરાંત એક નામાંકીત ફારસી સ્કૉલરે સુધારેલી

છત્રીસ મુનાજાત સાથનું

સર્વે બંદગીના સાર અને મુનાજાતોના તરજુમા સાથનું
તમામ બંદગીનું સંપૂર્ણ પુસ્તક

---

વિદ્વાન પ્રૉ. ગૅલ્ડનર તથા વૅસ્ટરગાર્ડનાં પુસ્તકો સાથે
બારીકીથી તપાસી, અનેક સોર્સોથી ચુંટી
કહાડેલી ઉપયોગી નોટ્સ આપી છે.

---

પ્રગટ કરનાર,
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર તથા છાપનાર,
૨૨૦-૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ.



નેમો જ઼રથુશ્ત્રહે સ્પિંતામહે
અષઓને ફ્રવષેએ.

અશો સ્પિતમાન જરથોસ્તના
ફ્રોહરને નમાજ હોજો.

ઉશ્તા-નો જાતો આથ્રવ
યો સ્પિતામો જરથુશ્ત્રો.

શુકાના! આપણે માટે એક અથોરનાન પેદા થયો છે, જે સ્પિતમાન જરથોશ્ત છે.

નેમો વોહુ, નેમો વહિશ્તેમ જરથુશ્ત્ર ગએથાઓ.

(સરોશ યશ્ત હાદોખ્ત ક. ૧.)

અય જરથુશ્ત્ર, આ દુન્યાનાં લોક માટે જીંદગી સારી (છે). જીંદગી સૌથી સરસ (છે.)

જેહાંગીર બી. કરાણીવાળી

નવી છપની

# તમામ ખોરદેહ અવસ્તા.

( જોડાક્ષર સાથની )

અષેમ, યથા, પાંચે ગેહ, સર્વ ન્યાએશો, ચાર પતેત, બાજે, દુવા, નીરંગો, મરહુમોની યાદ માટે ભણવાનો કરદો, ફરોક્ષી, ફરવરદેગાનના પાક દિવસોમાં પઢવાના ફરામરઓહના હા તથા ગાથાના પાંચે હા, ત્રીસે રોજની સેતાયશ તે ઉપરાંત એક નામાંકીત ફારસી સ્કૉલરે સુધારેલી

છત્રીસ મુનાજાત સાથનું

સર્વે બંદગીના સાર અને મુનાજાતોના તરજુમા સાથનું
તમામ બંદગીનું સંપૂર્ણ પુસ્તક

---

વિદ્વાન પ્રૉ. ગૅલ્ડનર તથા વૅસ્ટરગાર્ડનાં પુસ્તકો સાથે
બારીકીથી તપાસી, અનેક સાંધણોથી ચુંટી
કહાડેલી ઉપયોગી નોટ્સ આપી છે.

---

પ્રગટ કરનાર
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર તથા છાપનાર,
૨૨૦–૨૨, વોરા બજાર, કોટ, મુંબઈ.

# દીબાચો.

---

હજારો હજાર શુક્રાના તે પાક દાદાર અહુરમજદની જનાબમાં કરવાની અમો કમતરીન સેવકોની ફરજ છે, કારણ કે એ પાક કેતાબ પ્રગટ કરી જરથોસ્તી ફીરકાની એક વધુ સેવા બજાવવાની અમને તક મળી છે.

પાક બુલંદ જરથોસ્તી ધર્મની માથ્રવાણીના એજમતી કલામોનીજ બરકતથી હજારો હાદિશાઓ ખમ્યા છતાં જરથોસ્તી ફીરકો નામના સાથે આજે કાયમ રહયો છે, તેમજ માથ્ર-વાણીના પાક કલામો અથોરનાન ટોળાની જેહમતથીજ કાયમ રહયા છે.

ભાષાશાસ્ત્ર અને વ્યાકરણના કાયદાથી ઘણા થોડાક કાંઇક દરજજે માહિતગાર હતા, તેવે સમયે યુરોપના વિદ્વાનોએ ઝંદ અવસ્તાનો અભ્યાસ કરી ઘણુંક અજવાળું નાખ્યું હતું. આપણી કોમના વિદ્વાન સ્કૉલર મહુંમ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ ઉલટ લઇ યુરોપ તરફની અવસ્તા ભાષાની શોધ-ખોળનો અત્રેના વિદ્વાનોમાં ફેલાવો કરવાનો ઘણો ઉત્તમ પ્રયાસ કીધો, જેની બરકતથી મહુંમ વિદ્વાનો એ. કાવસજી એદલજી કાંગા, એ. શહેરીયારજી દાદાભાઇ ભરૂચા, એ. તેહેમુરસ્પ દી. અંકલેશ્વરીયા એ. એદલજી કેરશાસ્પજી આંટયાજી, વિગેરે અવસ્તાના અભ્યાસ કરવામાં ગુથાયા અને અવસ્તાનાં સાહિત્ય બાબે ઘણી મહાન સેવા બજાવી ગયા અને તેજ મુજબ હાલના સ્કૉલરોમાં ડૉ૦ સર જીવનજી જ. મોદી, એ. બમનજી નશરવાનજી ધાભર, મી. બહેરામગોર તહેમુરસ્પ અંકલેશ્વરીયા, મી. ખોદાબક્ષ એ. પુનેગર, પ્રૉ. એરચ તારાપોરવાળા, દસ્તુર સાહેબ દારાબ દસ્તુર પેશોતનજી સંજાણા, મી૦ સોરાબજી જ. બલસારા, એ. ફીરોઝ શા. મસાની વિગેરે અવસ્તા ભાષાની અને માથ્રવાણીની ચાલુ સેવા બજાવવામાં મશ્ગુલ છે, એ જરથોસ્તી અવસ્તા-સાહિત્ય માટે એક ખુશનસીબી છે.

અવસ્તા-સાહિત્યમાં સર્વથી મહાન સેવા બજાવવા માટે મહુંમ રૂહ-શાદ એ. કાવસજી એદલજી કાંગાની સેવા વગર શકે ઘણીજ અગત્યની અને કોમને બેહદ ઉપકારમાં નાખનારી છે, કારણ કે શુધ્ધ જોડાઅક્ષર સાથની જોડણીની કેતાબો તેના બોલે બોલના તરજુમા, વ્યાકરણના કાયદાને આધારે અવસ્તા ભાષાની ઘણીક ઉપયોગી નોટ્સો સાથે લખી જે સંપુર્ણ ત્રણ વાલ્યુમો ખોરદેહ અવસ્તા-યશ્ત અને ગાથાનાં બાહેર પાડયા ઉપરાંત યજશ્ને અને વંદીદાદના તરજુમા કરી ગયા છે, અને અવસ્તાની ડીક્ષનરીઓનું મહાન કામ બજાવી ગયા છે તે સેવા માટે ખરૂં પુછો તો જરથોસ્તી કોમે એ મહાન સેવા બજાવનાર મહુંમની જેટલી જોઇએ એટલી કદર કીધી નથી. આ સુંગે મહોડેની અમૂલ્ય સેવા બજાવનાર મહુંમ એરવદની યોગ્ય યાદગારી જેવું કાંઇ ધરખમ થયું નથી એ દિલગીરીની વાત છે

હાલમાં જરથોસ્તી ફીરકામાં જોડ-અક્ષર સાથની શુધ્ધ પહની બંદગી કરવાની ઉલટ ફેલાઇ છે અને સંપૂર્ણ બંદગીનું એવું ભેગું પુસ્તક મળતું નહીં હોવાથી બની શકે એટલાં કિફાયત દામમાં સંપૂર્ણ બંદગીનાં શુધ્ધ પહની તમામ ખોરદેહ અવસ્તાની કોમ તરફની ચાલુ માંગણી હોવાથી જાણીતા અવસ્તા-સ્કૉલરોની દેખરેખ હેઠળ આ પાક કેતાબ જરથોસ્તી ફીરકાની સેવામાં રજુ કીધી છે.

જરથોસ્તી ધર્મ ઉપર યુરોપના તેમજ અત્રેના અનેક વિદ્વાનો તરફથી અજવાળું નાખનારાં ઘણાંક પુસ્તકો પ્રગટ થયાં છે, જેમાંથી ખાસો આમને ઉપયોગી થઇ પડે એવી ઘણીક નોટ્સો આ કેતાબમાં જોવામાં આવશે. આ નોટ્સનો સંગ્રહ કરી આપવામાં જે એકમાર્ગી અવસ્તા—અભ્યાસી સાહેબે અમને મદદ કીધી છે તેનો આભાર માનવાની અમારી ફરજ છે; તેમજ જે સાહેબોની કેતાબોની મદદથી નોટસ લખાઇ છે, તે સર્વેનો આભાર માન્યે છીયે.

મુનાજાતો બાબે અમો એક એકાંત નામાંકીત પર્શયન—સ્કૉલરના ભારે આભારી છીયે, જેઓએ ભારે મહેનત લઇ સર્વે મુનાજાતો સુધારી છે. મજકુર મુનાજાતોના તરજુમા ઉપર દેખરેખ રાખવા માટે બીજા એક ઇરાની ગ્રહસ્થ જેઓ પણ પંકાયલા નામાંકીત સ્કૉલર છે તે સાહેબે અમને ઘણી મદદ કીધી છે. દરેક મુનાજાતનો સંપૂર્ણ તરજુમો આપ્યાથી પહડનારની ઉપર કાંઇક સારી અસર નિપજાવશે તો અમારી મહેનતને જશ મળ્યો સમજીશું.

શુદ્ધ જોડણીની પાક કેતાબ પ્રગટ કરવાની આ અમારી પહેલીજ કોશેશ હોવાથી, એમાં જે કાંઇ ખામી નજરે પડે તો દરગુજર કરવાની અરજ છે. આ પાક કેતાબની હવે પછીની આવૃત્તિમાં તે સર્વે દુર કરવાની દરેક કોશેશ કરીશું.

આ પાક કેતાબની કીંમત ઘણીજ કીફાયત રાખી છે, અને માથ-વાણીનાં પાક પુસ્તકો બની શકે એટલી કીફાયત કીંમતેજ પ્રગટ કરવાની અમારી હંમેશની રીત મુજબ બાહેર પાડતાં ઉમેદ રાખીશું કે આ અમારા અદના પ્રયાસને ધર્મી જરથોસ્તી સાહેબો પોતાના હંમેશના આશરાની નવાજેશ કરશે.

અવસ્તાનાં પુસ્તકો આજે સુધી જેટલાં આ કમતરીત સેવકો તરફથી પ્રગટ થયાં છે, તે ખાસોઆમ તરફની ખરીદીના ટેકા શિવાય, કોઇભી શ્રીમંતો યા શેઠયાઓ તરફની પૈસાની મદદ વિના બાહેર પડે છે, છતાં તે બની શકે એટલા કિફાયત દામેજ સેવકો તરફથી બહાર પડે છે, અને અમારી ખાત્રી છે કે આ પવિત્ર કેતાબને પણ ખાસોઆમ જરથોસ્તી સાહેબો પુરતો ટેકો અને આશરો આપશેજ.

મુંબાઇ:
રોજ અસફનદારમદ અમશાસ્પંદ,
માહ અસફનદારમદ અમસાસ્પંદ,
સને ૧૨૮૯ યજદેજર્દી.

કમતરીન સેવકો,

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ.

## આ પાક કેતાબ માટે અવસ્તા સ્કૉલરોનાં મત.

મુંબઇ, તા. ૧૨-૮-૩૦

મેશર્સ જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

મુંબઇ.

"તમામ ખોરદેહ અવસ્તા"નું પુસ્તક જે તમોએ હાલમાં બહાર પાડયું છે તે તપાસી જોતાં માલમ પડે છે કે આગળ એવાં તમો તરફથી બહાર પડેલાં પુસ્તક ઉપર એમાં ઘણોજ આવકારદાયક સુધારો તેમજ વધારો જોવામાં આવે છે. આ પુસ્તકમાં જોડાક્ષરો સહિત શુદ્ધ લીપીમાં સુંદર ટાઇપથી તમામ બંદગીઓ છપાઇ છે, તે આગળાં દફતર ઉપર બેશક પહેલો સુધારો છે. દરેક ભણુતરને છેડે બંદગીનો જે સાર આપવામાં આવ્યો છે તે ભણનારને શું ભણે છે અને શું બંદગી કરે છે તેનો ભાસ આપવાને મદદગાર થઇ પડશે એમાં સંદેહ નથી. વળી અવસ્તાઇ વિષેશ નામો તેમજ બીજા શબ્દોના નોટસોમાં આપેલા વિગતવાર ખુલાસાઓ પણ તેટલાજ આવકારદાયક છે. પુસ્તકને છેડે ૩૬) મુનાજાતો તેના કવિતાઇ કાનુનોને આધારે સુધારીને આપવામાં આવી છે—કે જેમ થયલું આગળી કોઇપણ એવી ચોપડીઓમાં માલમ પડયું નથી—તેમ કરીને તમોએ એક મોટી સેવા બજાવી છે અને વળી ફારસીથી બેનસીબ રહેલાઓને માટે આ તમામ મોનાજાતોનો ગુજરાતીમાં તરજુમો આપ્યો છે તે આ પુસ્તકનો એક અગત્યનો ભાગ છે. પોતાની બંદગીને છેડે, ભણનાર જો એકાદ બે એવી મોનાજાતો ભણી તેમાં ધર્મ-નીતિનું શું શિક્ષણ સમાયલું છે તે ઉપર વિચાર કરશે તો તેથી ભણનારનાં મનને દરરોજ કાંઇને કાંઇ પુષ્ટીકારક ખોરાક મલ્યા વગર રહેશે નહીં.

હરેક વખતે કાંઇને કાંઇ સુધારા વધારા સાથે તમો ભાઇઓ આવાં પુસ્તકો બહાર પાડો છો તેને માટે પારસી કોમ તમોને દીલોજાનથી મુબારકબાદી આપ્યા વિના રહેશે નહીં.

સેવક,

બમનજી નશરવાનજી ધાભર.

## પ્રૉ૦ એરચ જેહાંગીર તારાપોરવાળા, બી. એ. નુ મત.

——::o——

મર્હુમ જેહાંગીર બી. કરાણીના છોકરાઓ તરફથી પ્રગટ થતાં આપણાં ભણુતરોનાં પુસ્તકો તમામ જરથોસ્તી આલમમાં જાનીનાં થઇ પડયાં છે અને એ ભાઇઓએ વરસો વરસ આપણી હાજતોને અનુસરતી કેતાબો બહાર પાડવામાં ખરેજ આપણા ધર્મની વિશેષ સેવા બજાવી છે. આગલા જમાનાનાં અવસ્તાનાં પુસ્તકોમાં અવસ્તા શબ્દોનો ખરા ઉચ્ચારો અપાતા ન હતા. એની પેહેલ હું ધારૂં છું કે મર્હુમ ઉસ્તાદ કાવસજી કાંગાએ કરી હતી. એટલું તો ખરૂંજ કે કાંગાજીનાં પુસ્તકો પછી અવસ્તા ભણુતરનાં પુસ્તકો શુદ્ધ ઉચ્ચારો દેખાડનારાં હોવાં જોઇએ એવી માંગણી વધુ પ્રમાણુમાં થવા લાગી; અને એને પુગી વળવા આપણા કરાણી બીરાદરોએ તારીફ લાયક પ્રયાસો કર્યા છે. સાથે સાથે ભણુતરોનો ટુંક સાર પણુ જાણુવાની ખાહેશ વધતી ગઇ અને તેને પણુ પુગી વળવા આ બીરાદરોએ કાળજી રાખી છે.

આ આવૃત્તિ એમની આજના જમાનાને બરની (યજદેજરદી સને ૧૩૦૦ ને બરની) થઇ છે. એમાં જોડાક્ષરો વાપરવામાં આવ્યા છે અને ભણુતર બનતાં સુધી તદ્દન શુદ્ધ કરવાની તજવીજ થઇ છે, કાબેલ અભ્યાસીઓએ મહીનાઓ સુધી એ તપાસી સુધારવાની કાળજી કરી છે. પ્રો. ગૅલ્ડનરના ટૅક્ષ્ટનો આધાર મુખ્ય લેવામાં આવ્યો છે અને ખરેખર શુદ્ધ ઉચ્ચારની સંપૂર્ણ ખોરદેહ અવસ્તા આપણી સમક્ષ ધરવામાં આવી છે. આ માટે આપણા કરાણી બીરાદરોને કોમ તરફથી ધન્યવાદ ઘટે છે.

દરેક ભણુતરનો સાર તથા લગભગ દરેક પાને આપેલી 'ફુટનોટો' આ આવૃત્તિની ખાસ ખુબી છે. એ "નોટસ" સાધારણ વાંચનારને તેમજ અભ્યાસીઓને પણુ મદદરૂપ થઇ પડે એવી છે. એનાથી આ ચોપડીનું ઉપયોગીપણું જરૂર વધે છે.

મુશ્કેલ ગાથાના લખાણોમાં દરેક ફકરાનો સાર આપવામાં આવ્યો છે અને એથી પુસ્તક વધુ લાભકારી બન્યું છે.

વળી ૩૬ મોનાજાતોનો પણુ સમાવેશ થયો છે એબી બહુજ ખુશીની વાત છે. આપણાં ધાર્મિક સાહિત્યમાં મોનાજાતો પણુ ઉપયોગી છે અને એ મુજબનો સંગ્રહ ઘણો આવકારદાયક લેખાય.

ખોદા આપણા નેક કરાણી બીરાદરોને હજીએ વધુ કોમોપયોગી કામો કરવા શક્તિ બક્ષે અને હજી એવાં અનેક ધાર્મિક પુસ્તકો એમના તરફથી પ્રગટ થાય!

રોજ આદર, એરચ જહાંગીર તારાપોવાલા,
માહ અસ્પન્દારમદ,
સને ૧૨૯૬. પ્રિન્સીપલ, શેઠ મ. ફ. કામા અથોરનાન ઇન્સ્ટીટયુટ, અંધેરી.

આ પાક કેતાબ તૈયાર કરવામાં નીચલાં પુસ્તકોની મદદ
લીધી છે અને તે સર્વે ગ્રંથકર્તા સાહેબોનો ભારે
આભાર માનવાની અમારી ફરજ છે.

પ્રૉ. ગૅલ્ડનરનો  અવસ્તા ટેક્ષટ
પ્રૉ. વૅસ્ટરગાર્ડનો „ „

મર્હુમ એ. કાવસજી એદલજી કાંગાજીનાં સર્વે પુસ્તકો.
જશન કમીટી તરફથી પ્રગટ થયલી અવસ્તા.
મી૦ ફીરોજ શા. મસાનીની સીરીઝ.

(આ કેતાબમાં આવેલી નોટ્સો માટે ઉપલા ઉપરાંત નીચે જણાવેલા સાહેબોનાં પુસ્તકોની મદદ લીધી છે.)

મર્હુમ એ. તેહમુરસ્પ દી. અંકલેશ્વરીયા.
મર્હુમ એ. શાહેરીયારજી દાદાભાઇ ભરૂચા.
ડૉ૦ સર જીવનજી જ. મોદી બી, એ.
ડૉ૦ મીલ્સની ગાથા—
મર્હુમ ખ. રૂ. કામાજીનાં પુસ્તકો તેમજ અવસ્તાનાં અનેક
બીજાં પુસ્તકો.



# ઉચ્ચાર સંબંધી સૂચના.

(૧) પાછળનાં ભણતરમાં જે જે બોલોની નીચે ( ् ) ખોડા-અક્ષરનું ચિન્હ લગાડયું હોય તે બોલોનો ઉચ્ચાર ખોડો યાને તેની પછી અ બોલ્યા વિના પહડવો. દાખલા તરીકે અર્ષમ્, નર્શ્, હજ઼ંઘ્રરૅમ્.

(૨) જે બોલોને ખોડા કરવામાં નહીં આવ્યા હોય તેની પાછળ અ બોલતા હોઇએ તે મૂજબ ઉચ્ચાર કરવો. જેમ કે અહુર મજ઼્દ ત્યાં અહુરમાં ર પાછળ અ બોલતા હોઇએ તે મુજબ ઉચ્ચાર થવો જરૂરનો છે.

(૩) જે બોલોની ઉપર ˘ આ મુજબ ચંદ્રકોરની નિશાની હોય તેનો ઉચ્ચાર 'બ્રૉડ' મુજબ પહોળો કરવો. ઑએમ, હવ્રૉમ, વૉઉરૂ, વિગેરેમાં હોમ (Home) મુજબ નહીં પણ કૉલ (call) મુજબ પહોળો ઉચ્ચાર કરવો.

(૪) જ ની નીચે એક ઝીણું મીંડું મુકી જ઼ કીધો હોય તેનો અંગ્રેજી *Z* મુજબ ઉચ્ચાર કરવો, જેમ કે જ઼રથુસ્ત્ર તેનો ઉચ્ચાર *Zarathushtra* કરવો. વળી જ ની નીચે ત્રણ મીંડાં આપી જ઼ હોય ત્યાં Azure બોલમાં ઝ નો ઉચ્ચાર થાય છે તે મુજબ કરવો.

(૫) અવસ્તા ભાષાની રચના મુજબ ઙ (અંઘહ) લખાવો જોઇએ પણ હર્યા તેને બદલે માથે મીંડું આપી મેનંઘ્રહા,-વચંઘ્રહા મુજબ આપ્યા છે.

(૬) બે યા ત્રણ બોલોની વચ્ચે કાપો હોય તે સમાસ યાને સાથે વાંચવા જેમ કે પૅર઼થૂ-ફ્રાકાંમ્, આધૂ-ફ્રાધનાંમ્.

# સાંકળીચું.

—:o:—

સફે.

સફે.



## ગઝલ રૂપી મુનાજાત.



## શાએરોની મુનાજાત.



Printed by P. C. Appoo, at the New Art Printing Press No. 204-225, Mapla's Compound, Bora Bazar, Fort and Published by M. J Karani, 220, Bora Bazar, Fort BOMBAY.

## દહાડો અને રાત મળીને પાંચ ગેહ ગણાય છે અને તે પાંચ ગેહનો વખત નીચે પ્રમાણે છે:-

**હાવન ગેહ**—બામદાદમાં ઝઝકવું થાય ત્યારથી બપોરના બાર વાગા સુધી.

**રપિથવન ગેહ**—બપોરનાં બાર વાગાથી સાંજનાં ત્રણ વાગા સુધી

**ઉજીરન ગેહ**—બપોરના ત્રણ વાગાથી સાંજની વખતે આસમાન ઉપર સેતારા દેખાઇ શકાય ત્યાં સુધી.

**અઇવિસ્રુથ્રેમ ગેહ**—સાંજે સુર્ય આથમતાં રાત પડે ત્યારથી તે મધરાતનાં બાર વાગા સુધી.

**ઉશહેન ગેહ**—રાતના બાર વાગાથી સવારમાં બામદાદ થાય ત્યાં સુધી.

**હોશબામ** બામદાદથી સવારના ઝઝકવું થાય ત્યાં સુધી ભણવી.

ફરવરદીન મહીનો અને અહુરમઝદ રોજથી તે મહેર મહીનો ને અનેરાંન રોજ સુધી સાત મહીના બપોરના બાર વાગાથી સાંજના ત્રણ વાગા સુધી રપિથવન ગેહ ભણવી.

આવાં મહીનો અને અહુરમઝદ રોજથી તે વહિશ્તોયશ્ત ગાથા સુધી પાંચ મહીના અને પાંચ દહાડા બપોરના બાર વાગાથી સાંજના ત્રણ વાગા સુધી બીજી હાવન એટલે હાવન ગેહજ ભણવી.

**જરથોસ્તીઓએ બનતાં સુધી દરરોજ નીચે મુજબ પઢવું:—**

**હાવન ગેહમાં**—સરોશ બાજ, હાવન ગેહ, ખોરશેદ-મેહેરની નીઆએશ, દોઆ વીસ્પ હુમત, હોરમઝદ યશત, અરદીબેહેશત યશત, સરોશ યશત હાદોખ્ત, દોઆ નામ સેતાએશને, ચારે દિશાનો નમસ્કાર અને આતશ ન્યાએશ.

**રપિથવન ગેહમાં**—સરોશ બાજ, રપિથવન ગેહ, ખોરશેદ-મેહેરની નીઆએશ, દોઆ નામ સેતાએશને, ચારે દિશાનો નમસ્કાર, હોરમઝદ યશત અને આતશ ન્યાએશ.

**ઉજીરન ગેહમાં**—સરોશ બાજ, ઉજીરન ગેહ, ખોરશેદ-મેહેરની નીઆએશ, દોઆ નામ સેતાએશને, ચારે દિશાનો નમસ્કાર, સરોશ યશત હાદોખ્ત અને આતશ ન્યાએશ.

**અઇવિસ્રુથ્રેમ ગેહમાં**—ચેરાગનો નમસ્કાર, સરોશ બાજ, અઇવિસ્રુથ્રેમ ગેહ, હોરમઝદ યશત, અરદીબેહેશત યશત, સરોશ યશત વડી અને આતશ ન્યાએશ.

**ઉશહેન ગેહમાં**—સરોશ બાજ, ઉશહેન ગેહ, હોરમઝદ યશત, અરદીબેહેશત યશત, સરોશ હાદોખ્ત અને આતશ ન્યાએશ.

☞ આતશની ન્યાએશ નીચલા હમકારાને દિવસે જરૂર કરવી; હોરમજદ, અરદીબેહેશત, આદર, સરોશ અને બહેરાંમ રોજે કરવી. વળી જે કોઇથી આવાં અરદવિસુરની નીઆએશ રોજ કરવાને નહીંજ બને તેઓએ નીચલા પાંચ રોજે કરવાની ફરજ છે:-સપંદારમદ, આવાં, દીન, અશીશવંઘ, મારેસપંદ.

## પાક દાદાર અહુરમઝદનાં ૧૦૧ નાંમ.

(એક સુચના.—બંદગી શરૂ કરવા આગમચ તેમજ બંદગી પુરી કરવા બાદ બન્ને વેળા પાક પરવરદીગારનાં ૧૦૧ નામો ભણી જવાં.)

૧. યજદ્—સેતાયશ કરવા લાયક.
૨. હરૂવેસપ્-તવાંન—સર્વ શક્તિમાન.
૩. હરૂવેસપ્-આગાહ—સર્વ-જ્ઞાની.
૪. હરૂવેસપ્-ખુદા—સર્વનો સાહેબ.
૫. અબદહ—શરૂઆત વગરનો.
૬. અબી-અંજામ—છેડા વગરનો.
૭. બુનેસ્તત્—મુળોનું મુળ (સર્વનું મુળ).
૮. ફ્રાખ્તન્-તેહ—સર્વેનો છેડો.
૯. ચમગ્—સર્વે કારણોનો કર્તા.
૧૦. પરૂજતરહ—સર્વેથી બુલંદ.
૧૧. તુમ્-અફીજ—ખાલેસમાં ખાલેસ.
૧૨. અબરૂવંદ્—દરેકથી અલગ.
૧૩. પરૂવંદા—બધા સાથે સંબંધ રાખનાર.
૧૪. અન્-અઇયાફ્રહ—કોઇથી પામી શકાય નહિ તેવો.
૧૫. હમ-અઇયાફ્રહ—બધાંને પામી જનાર.
૧૬. આદરો—સીધામાં સીધો.
૧૭. ગીરા—બધાંને પકડી રાખનાર.
૧૮. અ-ચેમ્—સબબ વગરનો.
૧૯. ચમના—કારણોનો કર્તા.
૨૦. સફ્રના—વૃદ્ધિ કરનાર.
૨૧. અફ્રજા—જીઆદતી કરનાર.
૨૨. નાશા—બધાંને પહોંચનારો.

૨૩. પરૂવરા—પોષણ કરનાર.
૨૪. પાનહ્—પાસ્બાન.
૨૫. આઇન્-આએનહ્—આકારોનો આકાર.
૨૬. અન્-અઇનહ્—આકાર વગરનો.
૨૭. ખોરશીદ્-તુમ—દ્રઢમાં દ્રઢ.
૨૮. મીનો-તુમ—સૌથી અણદીઠ.
૨૯. વાસ્ના—પરવરેશ કરનાર.
૩૦. હરૂવસ્તુમ્—તમામમાં તમામ.
૩૧. હુ-સેપાસ્—શુક્રાના કરવા લાયક.
૩૨. હરૂ હમીદ્—સર્વેની આશા એનાજ ઉપર.
૩૩. હરૂ-નેક્-ફ્રેહ્—તમામ ભલું ખોરેહ રાખનાર
૩૪. ખેશ તરના—દુઃખ દફે કરનાર.
૩૫. તરોનીશ—ખરાબી તોડનાર.
૩૬. અન્-અઓશક્—અમર્ગ.
૩૭. ફ્રસક્—આગળ વધનાર.
૩૮. પજોહ્-હદ્દ્—નેક ખસલત પેદા કરનાર.
૩૯. ખ્વાફ્રૂ—બરદાસ્ત કરનાર.
૪૦. અવક્ષ્યા—માફી આપનાર.
૪૧. અબરજા—ઘણોજ બુલંદ.
૪૨. અ-સતોહ્—આજેજ નહિ થાય તેવો.
૪૩. રખોહ્—સ્વતંત્ર.
૪૪. વરૂન—એતેકાદને લાયક.
૪૫. અ-ફ્રેફ્રહ્—નહીં-ઠગનાર.
૪૬. બે-ફ્રેફ્રહ્—નહીં-ઠગાનાર.
૪૭. અ-દુઇ—દ્વેશ વગરનો.
૪૮. કાંમ-રદ્—મુરાદોનો માલેક.
૪૯. ફ્રૂમાન્-કામ્—મરજી મુજબ ફરમાન આપનાર.
૫૦. આએખ્-તન્—વગર શરીરનો; એકતા.

૫૧. અ-ફ્રેમોશ—નહી ભુલી જનાર.
૫૨. હુમારના—શુમાર કરનાર.
૫૩. સનાએઆ—પીછાણુને લાયક.
૫૪. અ-તર્સ—વગર બીકનો.
૫૫. અ-બીશ—દુઃખ વગરનો.
૫૬. અફ્રાજદુમ—ઘણોજ બુલંદ.
૫૭. હુમ-ચુન—હંમેશ એકસરખો.
૫૮. મીનો-સ્તીહ-ગર—મીનોઇ જેહાન પેદા કરનાર.
૫૯. અ-મીનો-ગર—ગેતીનો પેદા કરનાર.
૬૦. મીનો-નહુબ—મીનોઇમાં છુપાયલો.
૬૧. આદર-બાદ-ગર—આતશની હવા કરનાર.
૬૨. આદર-નમ-ગર—આતશનું પાણી કરનાર.
૬૩. બાદ-આદર-ગર—હવાનો આતશ કરનાર.
૬૪. બાદ-નમ-ગર—હવાનું પાણી કરનાર.
૬૫. બાદ-ગેલ-ગર—હવાનો ખાક કરનાર.
૬૬. બાદ-ગેર્દ-તુમ—હવા અને ખાક પેદા કરનાર.
૬૭. આદર-કીબરીત-તુમ—આતશનો જવાહીર કરનાર.
૬૮. બાદ-ગરજાએ—હવામાં ગર્જના કરનાર.
૬૯. આબ-તુમ—પાણીનું મુળ.
૭૦. ગેલ-આદર-ગર—ખાકનો આતશ કરનાર.
૭૧. ગેલ-વાદ-ગર—ખાકની હવા કરનાર.
૭૨. ગેલ-નમ-ગર—ખાકનું પાણી કરનાર.
૭૩. ગર-ગર—કારીગરનો કારીગર.
૭૪. ગર-ઓ-ગર—મુરાદ બખશનાર.
૭૫. ગર-આ-ગર—ઇન્સાન અને તેનાં કામને પેદા કરનાર.
૭૬. ગર-આ-ગર-ગર—તમામ સૃષ્ટિ પેદા કરનાર.
૭૭. અ-ગર-આ-ગર—ચારે અનાસરોને પેદા કરનાર.
૭૮. અ-ગર-આ-ગર-ગર—સેતારાઓને પેદા કરનાર.

૭૯. અ-ગુમાંન્—બેશક.

૮૦. અ-જમાંન—જમાના વગરનો.

૮૧. અ-ખ્વાહ્—ઉંઘ વગરનો.

૮૨. અ-મસ્ત—હુશીયાર; ખબરદાર.

૮૩. ફ્રશુતના—વૃદ્ધિ કરનાર.

૮૪. પદ્માની—મિજાન રાખનાર.

૮૫. ફીરોજગર્—ફતેહમંદ.

૮૬. ખુદાવંદ્—સૃષ્ટિનો સાહેબ.

૮૭. અહુર્-મઝદ્—માહા જ્ઞાની સાહેબ.

૮૮. અબરીન્-કોહુન્-તવાંન—પહેલાંથી અને હદ વગરના જમાનાથી પેદાએશો ઉપર શકતી ધરાવનાર.

૮૯. અબરીન્-નો-તવાંન્—હદ વગરના જમાનાથી ફરી ફરીથી પેદાએશો ઉપર શકતી ધરાવનાર.

૯૦. વસ્પાંન્—સઘળાં ઉપર ફતેહ મેળવનાર.

૯૧. વસ્પાર્—તમામ લાવી આપનાર.

૯૨. ખાવર્—મહેરબાન.

૯૩. અહુ—હસ્તીનો સાહેબ.

૯૪. અવખ્શીદાર્—માફી બખ્શનાર.

૯૫. દાદાર્—પેદા કરનાર.

૯૬. રયોમંદ્—ઝળકાટથી ભરપુર.

૯૭. ખોરેહેમંદ્—ખોરેહથી ભરપુર.

૯૮. દાવર્—ઇન્સાફ આપનાર.

૯૯. કેર્ફેગર્—સવાબનો સાહેબ.

૧૦૦. બોખ્તાર્—છુટકારો કરનાર.

૧૦૧. ફ્રષો-ગર્—ફરશોગર્દ કરનાર.

---

જેહાંગીર કરાણીવાળી ૧૫૪૦૫

# તમામ ખોરદેહ[1] અવસ્તા[2]

બ નામે યજદ બક્ષાયન્દેહે બક્ષાયશગરે મેહેરબાન.



## અષૅમ વૅાહૂ.[3]

**અષૅમ વૅાહુ વહિશ્તૅમ અસ્તી, ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્માઇ હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષૅમ.**

**અષૅમ વૅાહુનો સાર.**—અશોઇ (પવિત્રાઇ, નેકી, નીતિ વગેરે) સર્વેથી સરસ ન્યામત છે. તે સુખ છે. ખરો સુખી નર તેજ કે જે નેકીને ખાતરજ નેકી કરે છે (યાને નેકી કરવાથી પોતાને લાભ થશે કે નહિ તેનો વિચાર કરતો નથી.)

---

૧. તમામ અવસ્તાના બે ભાગ કરવામાં આવ્યા છે, તેમાં (૧) 'ખોરદેહ અવસ્તા,' એટલે 'નાના અવસ્તા,' એમાં પાંચ ગેહ, પાંચ નીઆએશો, બાવીસ યશ્તો, પાંચ પતેતો, છ આફ્રીંગાનો, દુવાઓ, નીરંગો અને બાજોનો સમાવેશ કરવામાં આવ્યો છે; અને (૨) 'અવસ્તાએ મેહ' યાને 'મોટા અવસ્તા,' જેમાં યજશને, વીસ્પરદ, વંદીદાદ અને બાજ-ધરણાંનો સમાવેશ થાય છે.

૨. અવસ્તા શબ્દ 'વિદ્' એટલે જાણવું ઉપરથી નિકળ્યો છે, તે ઉપરથી આપણો ગુજરાતી શબ્દ વિદ્યા નિકળ્યો છે; એટલે અવસ્તાનો અર્થ જણાયલું-કુલ જગત અને તેના કર્તા માટે જણાયલું તે. ઝંદ શબ્દનો અર્થ 'ઝન' એટલે જાણવું ઉપરથી નિકળ્યો છે, એટલે ઝંદ શબ્દનો અર્થ પણ જણાયલું થાય છે. પણ અસલ અવસ્તાના લખાણ બાજે જે સરેહ યા સમજણ તરીકે લખાયલું યા જણાયલું તે ઝંદ તરીકે ગણાયું છે, ત્યારે 'ઝંદ' અવસ્તાનો અર્થ 'અવસ્તા અને તેની સમજણ યા સરેહ'.

૩. 'અષૅમ વૅાહુ'ની બંદગી યજશ્નેના ૨૦ હા પ્રમાણે પેગમબર જરથોસ્તની આગમજનો દાદાર અહુરમઝદનો પુરાણો કલામ છે. હાદોખ્ત નુસ્કની પહેલી પરગરદ પ્રમાણે જમવાની આગમજ, રાત્રે ઉંઘમાંથી જાગતાં, ફરીથી સુવા આગમજ, સહવારે ઉંઘમાંથી ઉઠતાંને વાર અને ઈનસાનની જીંદગીની છેલ્લી ઘડીએ સ્વચ્છ મને, પવિત્ર વિચાર મનમાં લાવી એક 'અષૅમ વૅાહુ' ભણવો એને ઘણીજ મોટી અગત્યતા આપવામાં આવી છે. વળી યજશનેના ૬૧ મા હામાં અષૅમ, યથા, અને યેંઘહે હાતાંમ, એ ત્રણ પુરાણી બંદગીની ખુબી જણાવી છે, જેમાં કહ્યું છે કે એ ત્રણ નામીચી બંદગી સ્વચ્છ મને પઢવાથી બુરી ગેબી શક્તિઓ, દુષ્ટ નર નારીઓ, ચોર, લુટારા અને જાદુગરોને મારી હટાડવાને ઈનસાન સામર્થવાન થાય છે. અશીસ્વંઘ યશ્તના ૨૦ મા ફકરામાં અશો જરથોશ્ત અષૅમ વૅાહુનો કલામ પઢીને અહેરેમનને ધાતુની માફક પીગળાવી નાખે છે. વંદીદાદમાં દ્રુજે નસુસ એટલે મરણ પામેલાં માણસની આલુદગી જીવતાંઓથી દૂર રાખવા માટે બીજા કલામો ભેગા અષૅમ વૅાહુ ભણવા ફરમાવ્યું છે.

# અહુનવર (યથા અહૂ વઇર્યો.)[1]

**યથા અહૂ વઇર્યો અથા રતુશ અષાત્ ચીત્ હચા, વંઘ્રહેઉશ દજદા મનંઘ્રહો શ્યઓથનનાંમ્ અંઘ્રહેઉશ મજદાઇ, ક્ષથ્રમ્ચા અહુરાઇ આ યિમ, દ્રગુબ્યો દદત્ વાસ્તારેમ.**

**અહુનવર (યથા અહૂ વઇર્યોનો) સાર.—જેમ દાદાર અહુરમઝદ મરજી પ્રમાણે અમલ ચલાવે છે, તેમ આ દુન્યામાં અમલ ચલાવનાર નેકીથી અમલ ચલાવી શકે છે. જે નર આ દુન્યામાં ખોદાઇ કામ કરે છે, તેને બહમન (ભલાં મન)ની બક્ષેશ થાય છે. જે ધણી હાજતમંદોને સહાય થાય છે, તે અહુરમઝદને પાદશાહ તરીકે માન આપે છે.**

---

૧. અહુનવર યાને યથા અહૂ વઈરયોનો કલામ, યજશનેના ૧૯ મા હા પ્રમાણે, દાદાર અહુરમઝદે આસમાન, પાણી, જમીન, માણસ અને તમામ પેદાયશની આગમજ જાહેર કર્યો હતો. એજ હામાં અહુનવરની શ્રેષ્ટાઈ વિષે જણાવ્યું છે કે જે કોઈ કાંઈ વચ્ચે બોલ્યા વગર અથવા વચમાંથી કંઈ પણ મૂકી દીધા વગર એક અહુનવર ગાઈને ભણે તો તે સો ગાથા ગાઇને ભણવા બરાબર છે. સરોશ યશત હાદોખ્તમાં અહુનવરની બંદગીને બધી બંદગીઓમાં સર્વેથી ફત્તેહ આપનારી લેખી છે, એમ જણાવીને જે કોઈ ઉંડા પાણીમાં, મોટી ધાસ્તીની વખતે, અંધારી ધુમસવાળી રાતે, આડાતીડા રસ્તે આફત, ભય અને સંકટને સમયે સ્વચ્છ મને મનશની, ગવશની અને કુનશનીથી અહુનવર ભણે તો તેની બરકતથી દુઃખ દેનાર, જુલમગાર દુષ્ટ માણસ ગોયા આંધળો બની જાય છે, અને તેના હાથ પગ સીકડાઈ જાય છે. વંદીદાદ પ્રમાણે જ્યારે દેવ દરૂજો પેગમ્બર જરથોશ્તને મારી નાખવા માટે ધસી આવ્યા હતા, ત્યારે તેવણે અહુનવર ગાઇને તેઓને મારી કાઢયા હતા. અશીશ્વંઘ યશતના ૨૦ મા ફકરા પ્રમાણે પેગમ્બર જરથોશ્ત અહેરેમનને અહુનવરના કલામની બરકતથી તોડી શકયા હતા. વળી હોમ યશતના ૧૪ મા અને ૧૫ મા ફકરા પ્રમાણે પેગમ્બર જરથોશ્ત બુલંદ અવાજે અહુનવર ગાઇને ભણ્યા તેની બરકતથી તમામ દેવો જમીનમાં ઢંકાયલા થઈ ગયા. વળી વંદીદાદમાં મુવેલાં માણસથી અપવિત્ર થયલી જગ્યાને પાક કરવાને, યા નસાની આલુદગી દૂર કરવાને અહુનવર અને કેમ ના મજદા ભણવાને ફરમાવ્યું છે, તેમજ, ઘર, આતશ, પાણી, જમીન, ઉરવર, ગાયઢોર અને માણસને પાક કરવા માટે પાંચ અહુનવર ભણવા ફરમાવ્યું છે.

આ સર્વે ઉપરથી સિદ્ધ થાય છે કે કાંઈ પણ મુશકેલી, આફત, સંકટ, ભય અને બળાની વખતે પુર એતેકાદથી સ્વચ્છ મને અહુનવર પઢવાથી તે દફે થાય છે; વળી દરામણા સ્વપ્ના, ઉંઘમાં બ્હી ઉઠવું, એવી ગેબી દેહેશતની વખતે અહુનવરનો કલામ એક બળવાન હથિયાર છે. એ ઉપરથી આપણાં ભણતરમાં 'અહુનૅમ વઈરીમ તનૂમ પાઈતી' એટલે અહુનવર તનને બચાવે છે, એમ આવે છે. અહુનવરના કલામમાં ૨૧ શબ્દો છે, અને આપણી પાક દીનના ૨૧ નુસ્કના નામો તે એકેકા શબ્દ ઉપરથી આપવામાં આવ્યા હતા. (જુવો કરાણીનાં "અર્દા વિરાફ નામા"માં "એકવીશ નૂસ્કો.")

## નીરંગ આએજર લેવાની.[1]

☞ શેકસ્તેહ શેકસ્તેહ શએતાંન્, અહેરેમન્ ગજસ્તેહ કારો કેર્દાર્, નરસદ્ ગજસ્તેહ કારો કેર્દાર્; સીઓસે અમેશાસ્પંદ દાદાર્ અહુરમજદ પીરોજગર્ પાક; અષઑને અષૅમ્ વૅાહૂ (૧). ☞ (ત્રણ વાર પઢે.)

☞ (એ નીરંગ ત્રણ વાર પઢયા બાદ સરોશ બાજ પઢે અને તેના પાંચ અહુનવર પઢતાં નીરંગ દરેક અહુનવરે જમણા અને ડાવા હાથને, મોહોડાંને, જમણા તથા ડાવા પગને લગાડે. પછી સરોશ બાજ પુરી કરીને પાછી કુસ્તી કરે.)

નીરંગ આએજર લેવાનીનો સાર.—(હું દુવા ગુજારૂં છું કે) શએતાન શીકસ્ત પામે! અહેરેમન, અને તેનાં કામો તથા ફરેબો લ્યાનત ભરેલાં છે. તે લ્યાનત ભરેલાં કામ અને ફરેબ મારામાં નહિ આવે! તેત્રીસ અમશાસ્પંદો, અને દાદાર અહુરમઝદ ફત્તેહમંદ અને પવિત્ર છે.

## કેમ્ ના મજ્દા.

કેમ્ ના મજ્દા! મવઇતે પાયૂમ્ દદાત્, હ્યત્ મા દ્રેગ્વાઓ દીદરૅષતા અએનંઘહે અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા, યયાઑ શ્યઑથ-નાઇશ અષૅમ્ થ્રઑશ્તા અહુરા! તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઇ ફ્રાવ-ઑચા. કે વૅરૅથ્રૅમ્-જા થ્વા પોઇ સેનગ્હા યોઇ હૅન્તી, ચિથ્રા મોઇ દાંમ્ અહૂબિશ્ રતૂમ્ ચીજ્દી; અત્ હોઇ વોહૂ સૅરઑષો જન્તૂ મનંઘ્હા, મજ્દા અહ્માઇ યહ્માઇ વષી. કહ્માઇચીત્.

પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ, મજ્દાઑસ્ચ આર્મઇતિશ્ચ સ્પેન્તસ્ચ, નસે દએવી દ્રુક્ષ્, નસે દએવો-ચિથ્રે, નસે દએવો-ફ્રકર્શ્તે, નસે દએવો-

---

૧. આ નીરંગ એની ભાષા-રચના ઉપરથી પાછળા વખતમાં જોડાયલી માલમ પડે છે કારણ એની એબારત ફારસી છે. વળી આ ઠેકાણે અમશાસ્પંદોની સંખ્યા તેત્રીસ ગણી છે. કદાચ એ નીરંગ લખનારની મતલબ તેત્રીસ અમશાસ્પંદ તે તેત્રીસ ફરેશ્તા હોય. આપણા મજહબની અસલ કેતાબો પ્રમાણે તો અમેશાસ્પંદ છ છે, અને દાદાર અહુરમઝદને સાથે ગણતાં સાત થાય છે.

ફ્રદાઇતે, અપ દ્રુક્ષ્ નસે, અપ દ્રુક્ષ્ દ્વાર, અપ દ્રુક્ષ્ વીનસે, અપાખ્તરે[૧] અપ-નસ્યેહે; મા મૅરૅન્ચઇનીશ્ ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે. નૅમસ્ચા યા આરૂમઇતિશ્ ઇજાચા. અષૅમ્ વૉહૂ (૧).

કેમ ના મજદાનો સાર.—ઓ મઝદ! જ્યારે કોઇ દુષ્ટ આદમી મારા તરફ કપટ ધરાવે, ત્યારે તું શિવાય કોણ મારૂં રક્ષણ કરનાર છે? તેં બક્ષેલી અશોઇ, અને ભલાં મનની બરકતથી તે દૂર થાય! દીનદારીથી જીંદગી ગુજારવા માટે તું મને જ્ઞાન બખશ! તારા પાસબાની કરનારા અવસ્તાના કલામો વેરીને મારનાર છે. બંને દુન્યામાં મારૂં ભલું થાય, એવી રીતે મારી રહેનુમાઇ કરનારો એક ઉસ્તાદ મને દેખાડ! ઓ મઝદ! જે ધણીને તું ચાહે, તેને તેનાં ભલાં મન મારફતે શ્રરોષ યારી આપો! ઓ અહુરમઝદ! ઓ સ્પંદારમદ! દુ:ખ દેનારાઓથી અમુને બચાવો! તમામ બુરી શક્તિઓ ઉત્તર દિશા તરફ દફે થાય! કે જેથી અશોઇની હાડમંદ દુન્યાને હાણી પહોંચે નહિ. તાબેદારી અને આબાદીને નેમાજ હોજો!

## નીરંગ કુસ્તી બાંધવાની.[૨]

અહુરમજદ ખોદાએ, અહેરેમન અવાદશાંન્ દૂર અવાઝ્દાશતાર; જદ્દ શેકસ્તેહ્ બાદ્દ; અહેરેમન, દેવાંન[૩], દરૂજાંન,[૪] જાદૂઆંન, દરૂવંદાંન[૫] કીકાંન,[૬] કરફાંન,[૭] સાસ્તારાંન, ગુનેહ્ગારાંન, આશમોગાંન,[૮] દરૂવંદાંન, દુશ્મનાં, ફ્રીઆંન, જદ્દ શેકસ્તેહ્ બાદ્દ. દુશ-પાદ્દશાહાન.અવાદશાંન્ બાદ્દ;[૯] દુશ્મનાં સતોહ્ બાદ્દ; દુશ્મનાં અવાદશાંન્ બાદ્દ. અહુરમજદ ખોદાએ! અજ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ, અજ હરૂવસ્તીન્ દુશ્મત દુજ્હૂખ્ત દુજ્વરૂશ્ત, મૅમ્ પ ગેતી મનીદ્દ; ઑએમ ગોફ્ત, ઑએમ કરદ્દ, ઑએમ જસ્ત, ઑએમ બૂન્ બૂદ્દ એસ્તેદ્દ, અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્, પ સે ગવશ્ની

---

૧. ઉત્તર દિશા—અવસ્તામાં ઉત્તર દિશા તરફ અભાવ દેખાડવામાં આવ્યો છે, કારણ કે ઉત્તર તરફનો કકડતો શિયાળો ઈરાનીઓને શ્રાપ સમાન હતો; બીજું, ઈરાનીઓ, ઉત્તર તરફથી આવતા તુરાનીઓના હુમલાથી હંમેશા પરેશાન થતા હતા. અરદીબહેશ્ત યશતમાં ઉત્તર તરફથી ફુંકતા પવન તરફ અભાવ દેખાડવામાં આવ્યો છે.

૨. આ આખી બંદગી 'પ પતેત હોમ' સુધી પાઝંદ ભાષામાં છે.

૩. દેવાન એટલે દેવો. દેવ તે ફકત મનુષ્ય રૂપીજ નહિ, પણ ઘણાક પૃથક (abstract) વિચારો, દુર્ગુણો, બદીઓ, અસ્વચ્છતા માટે વપરાય છે. છેક અસલી આરયન ટોળાના સર્વે તાયફાઓમાં ખુદા માટે 'દએવ' શબ્દ વપરાતો હતો, તેનો અર્થ 'દિવ' એટલે

**૫ પતેત હોમ. ક્ષનઑથ્ર અહુરહે મજદાઑ;[૧૦] તરેઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ.[૧૧] હઇથ્યાવર્શતાંમ્ હ્યત્ વસ્ના ફ્રેરષોતૅમૅમ; સ્તઑમિ અશૅમ. અશૅમ્ વૉહૂ (૧), યથા અહુ વઇર્યો (૨), અશૅમ્ વૉહૂ (૧).**

**નીરંગ કુસ્તી બાંધવાનીનો સાર.**—દાદાર અહુરમઝદ તમામ ખલકતનો સાહેબ છે, તે નાપાક અહેરેમનને મારનાર છે. (હું દુવા ગુજારૂં છું કે) અહેરેમન, દેવ દરૂજો, જાદુગર, પરીઓ, ઠગારાઓ, અને દુશમનોનું જોર તુટી જજો. ખરાબ પાદશાહ દૂર થાય; મારા દુશમનો આજેજ થાય અને દૂર થાય!

સર્વ ગુનાહોને માટે પસ્તાવો કરીને હું પશેમાન થાઉં છું. તમામ બુરા વિચાર, બુરાં વચન, અને બુરાં કામો, જે હું આ દુન્યામાં મનમાં લાવ્યો હોઉં, બોલ્યો હોઉં, યા કીધાં હોય, જે મારાથી ઉત્પન્ન થયાં હોય, યા શરૂ થયાં હોય, તે વિચાર, વચન, અને કામને લગતા તમામ ગુનાહો માટે હું પસ્તાવો કરૂં છું. ત્રણુ કલામો (મનશની, ગવશની, કુનશની) થી હું પસ્તાવો કરૂં છું. અહુરમઝદને ખુશનુદી હોજો! અહેરેમન ઉપર લ્યાનત હોજો! રાસ્તીનાં કામ કરનારાઓની ખાહેશ સૌથી ઉમદા હોય છે. અશોઇને હું વખાણું છું.

---

પ્રકાશનું ઉપરથી રોશન, પ્રકાશિત થતો હતો, પણ વખત જતાં તેઓ જુદા જુદા કુદરતી પદાર્થોમાં જુદા જુદા ખુદા લેવા લાગ્યા; એ પ્રમાણે તેઓ એકથી વધુ દેવો અથવા ખોદાની હસ્તીને માનવા લાગ્યા. આ વળણનો અટકાવ કરવા માટે પેગમ્બર સાહેબ જરથોસ્તે 'દેવ' શબ્દને એક ખુદા માટે પોતાની દીનમાંથી દૂર કરીને તેને આવો ખરાબ અર્થ આપ્યો, અને પોતાની દીનને 'વી-દએવ' દેવથી જુદી એવું નામ આપ્યું.

૪. દરૂજન-દરૂજો એટલે નુકસાન કરનાર, ઠગાઈ કરનાર, જુઠું બોલનાર, ફરેબ દેનાર.

૫. દરવંદ શબ્દનો અર્થ ઈનસાનને રંજ પહોંચાડનારાં, દુષ્ટ ખવાસનાં હોય તેઓને દરવંદ કહેવાં જોઇએ, પછી તે કોઈ પણ હોય, દશ્ય હોય કે અદશ્ય હોય, જરથોસ્તી હોય કે અજરથોસ્તી હોય. આપણે તો જેઓ જરથોસ્તી નહિ હોય તેઓને દરવંદ કહીયે છીયે તે ખરૂં નથી 'અજ્ હમા ગુનાહ'થી તે '૫ પતેત હોમ' સુધી ભણનાર પશ્ચાતાપ કરતો પોતાનો પવિત્ર ઠરાવ રજુ કરે છે..

૬. કીકાંન—અવસ્તામાં એને માટે 'કવન' 'કવી' શબ્દ આવે છે. પેગમ્બર સાહેબ જરથોસ્તે પોતાનો ધર્મ ફેલાવ્યો, ત્યારે તેના ફરમાનો ઉપર ધ્યાન નહિ આપનારા, અથવા છતી આંખે આંધળાને 'કીક' કહે છે.

૭. કરફાંન—અવસ્તામાં એને માટે 'કરપન' શબ્દ આવે છે. પેગમ્બર સાહેબ જરથોસ્તે પોતાનો ધર્મ ફેલાવ્યો, ત્યારે તેના ફરમાનો નહિ સાંભળનારા અથવા છતા કાને બહેરાને કરફાંન કહે છે.

૮. આશ્મોગાંન—અવસ્તામાં એને માટે 'અશૅમઑઘ' શબ્દ આવે છે. એનો અર્થ અશોઈ કે રાસ્તીનો નાશ કરનાર, જુઠું સમજાવનાર, ખોટું ભેરવી આપનાર થાય છે, અને તે ઉપરથી અશોઈ, રાસ્તીનો નાશ કરનાર આશમોગ દેવ થાય છે.

# જસ મે અવંઘહે મજ્દ.

(માઝદયસ્ની જરતોસ્તી દીનની સ્તુતિ.)

**જસ મે અવંઘ્હે મજ્દ! જસ મે અવંઘ્હે મજ્દ! જસ મે અવંઘ્હે મજ્દ! મજ્દયસ્નો અહ્મી, મજ્દયસ્નો જરથુશત્રિશ ફ્રવરાને આસ્તૂતસ્ચા ફ્રવરૅતસ્ચા. આસ્તુયે હુમતૅમ મનો, આસ્તુયે હૂખ્તૅમ વચો, આસ્તુયે હ્વરૂશ્તૅમ શ્યઑથનૅમ. આસ્તુયે દએનાંમ વંઘઉહીમ માજ્દયસ્નીમ, ફ્રસ્પાયઑખ્ઍધ્રાંમ, નિધાસ્નઇથિશૅમ, ખ્એત્વદથાંમ, અષઑનીમ, યા હાઇતિનાંમ્ચા બૂશ્યેઇન્તિનાંમ્ચા મજિશ્તાચા, વહિશ્તાચા, સ્રએશ્તાચા, યા આહૂઇરિશ જરથુશત્રિશ. અહુરાઇ મજ્દાઇ વીસ્પા વૅહૂ ચિનહ્મી. અએષા અસ્તી દએનયાઓ માજ્દયસ્નોઇશ આસ્તૂઇતિશ. અષૅમ વૅહૂ (૧).**

**જસ મે અવંઘહે મજ્દનો સાર.**—ઓ મઝદ! મારી મદદે આવ! હું એકજ ખોદાને માનનારો છું. હું એકજ ખોદાને માનનારો જરથોસ્તી ધર્મ પાળનારો છું. હું સારા વિચાર, સારાં વચન, અને સારાં કામોને વખાણનાર છું. નેક પવિત્ર, મઝદયસ્ની દીન, જે લડાઇ ટંટો દુર કરનારી, અને ભાઇબંધી વધારનારી છે, જે હાલમાં જેટલા ધર્મો મોજુદ છે, અને જે ધર્મો હવે પછી થશે, તે બધામાં સર્વેથી બુલંદ અને સર્વેથી શ્રેષ્ટ છે, તેનો હું વખાણનાર છું. તે દીન જરથોસ્ત સાહેબે અહુરમઝદ તરફથી શિખવી હતી. તમામ ન્યામતોનો બક્ષનાર અહુરમઝદ છે, એવો હું એકરાર કરૂં છું. આ માઝદયસ્ની દીનની તારીફ હોજો!

---

૯. 'દુશ પાદશાહાંન અવાદશાંન બાદ'—એટલે બુરા પાદશાહો નાબુદ હોજો; જ્યારે 'દુવા તંદરોસ્તી'માં એક ભલા પાદશાહને માટે દુવા ગુજારવામાં આવે છે.

૧૦. 'ક્નઑથ્ર અહુરહે મજ્દાઓ' એટલે અહુરમઝદની ખુશનુદી થાઓ, યાને આ દુન્યામાં મારા વિચાર, વચન અને કામો એવાં હોય કે જેથી અહુરમઝદ મારાથી ખુશ રહે.

૧૧. અંઘરે મઈન્યુ, એટલે અહેરેમન—આબાદી, વૃદ્ધિ ઘટાડનાર એટલે નાશ કરનાર ગેબી શક્તિ; એનું ઉલટું 'સ્પેન્ત મઈન્યુ' એટલે આબાદી કરનાર, વૃદ્ધિ કરનાર ગેબી શક્તિ—સપેનામીનો.' આ બેઉ ગેબી શક્તિ અહુરમઝદને તાબે છે, અથવા આ બન્ને શક્તિ ખુદ અહુરમઝદની છે; તો જો કે વંદીદાદની પહેલી પરગરદમાં અહેરેમનને અહુરમઝદનો હરીફ તરીકે લેખ્યો છે.

# પાંચો ગેહ જુદી જુદી પઢવાની.

## (હાવન.)

(સહવારને પોહરમાં સૂર્ય ઉગે ત્યારથી મધ્યાન બપોરે બાર વાગા સુધી 'હાવન ગેહે' ભણાય છે.)

**હાવનેએ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. સાવંઘ્રહેએ વીસ્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

**પાંચ ગેહ જુદી જુદી પઢવાનીનો સાર.**—ખુશાલ રહો, ઓ અહુરમઝદ! હું એકજ ખોદાની પરશતેશ કરનાર, જરથોસ્તી ધર્મ પાળનાર, દેવના તરીકાવાળો નહીં-પણ અહુરમઝદના તરીકાવાળો છું.

**હાવનનો સાર.**—હાવનનો વખત, તેના હમકાર ફરેસ્તા સાવંઘહની હું સેતાયશ કરૂં છું.

## (રપિથ્વન.[1])

(મધ્યાન બપોરે બાર વાગાથી ત્રણ વાગા સુધી 'રપીથવન ગેહે' ભણાય છે.)

**રપિથ્વિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદ્દત્‌-ફ્ષવે જન્તુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

**રપીથવનનો સાર.**—રપીથ્વનનો વખત, તેના હમકાર ફરેસ્તા ફ્રાદત-ફ્ષવેની હું સેતાયશ કરૂં છું.

---

૧. આવાં મહિનાના હોરમઝદ રોજથી તે વહિશ્તોઈશ્ત ગાથા સુધી રપિથ્વન ગેહને બદલે બીજી હાવન ભણવામાં આવે છે. વળી એટલા દહાડા બધાં ભણતરોની ખશ્નુમનમાં રપિથ્વન ગેહ ભણાતી નથી, પણ હાવન ગેહ ભણવામાં આવે છે. બાકીના સાત મહિના, યાને ફરવરદીન મહિનાના હોરમઝદ રોજથી તે મેહેર મહિનાના અનેરાંન રોજ સુધી, રપિથ્વન ગેહ ભણવામાં આવે છે. કારણ કે, મજકુર પાંચ મહિના અસલ ફસલ સાથે મળતી આવતી આગળી ગણત્રી પ્રમાણે શિયાળાના હોવાથી, દિવસના વખતના કલાકો ઉનાળાના દિવસના વખતના કલાકો કરતાં ઓછા હોય છે. વળી શિયાળાની ઋતુ હોવાથી, બપોરનો વખત છતાં ગરમી ઘણી થોડી હોવાને લીધે પણ ગરમીના વખતની ગેહ (રપિથ્વન) કહાડી નાખવામાં આવી હોય.

## (ઉજીરન.)

(બપોરે ત્રણ વાગાથી સૂર્ય અસ્ત પામે ત્યાં સુધી 'ઉજીરન ગેહે' ભણાય છે.)

ઉજયેઇરિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્-વીરાઇ દખ્યુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

ઉજીરનનો સાર.—ઉજીરનનો વખત, તેના હમકાર ફરેસ્તા ફ્રાદત-વીરની હું સેતાયશ કરૂં છું.

## (અઇવિસ્રૂથ્રેમ.)

(સાંજે સૂર્ય અસ્ત પામે ત્યારથી રાત્રે બાર વાગા સુધી 'અઇવિસ્રૂથ્રેમ ગેહે' ભણાય છે.)

અઇવિસ્રૂથ્રૅમાઇ અઇબિગયાઇ અષઑને અષહે રથ્વે. યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્-વીસ્પાંમ્ હુજ્યાઇતેએ જરથુશ્ત્રોતૅમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

અઇવીસરૂથરેમનો સાર.—અઇવીસ્રુથ્રેમનો વખત, તેના હમકાર ફરેસ્તા ફ્રાદત-વીસ્પની હું સેતાયશ કરૂં છું.

## (ઉષહેન.)

(રાત્રે બાર વાગાથી સહવારે સૂર્ય ઉગે ત્યાંસુધી 'ઉષહેન ગેહે' ભણાય છે.)

ઉષહિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. બૅરૅજ્યાઇ ન્માન્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

ઉષહેનનો સાર.—ઉષહેનના વખતની, તેના હમકાર ફરેસ્તા બેરેજ્ય-નમાન્યની હું સેતાયશ કરૂં છું.




ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ. અષૅમ વોહૂ (૧).

૫ નામે યજદાંન્ અહુરમજદ ખોદાએ અવજૂની, ગોરૂજે ખોરેહ અવઝૂંયાદ. સરોશ અશો, તગી, તન-ફર્માન, શેકફૂત જીન, જીન્ અવજાર, સાલારે દામાને અહુરમજદ બેરસાદ. અજ હમા ગુનાહ પતૅત પશૅમાનુમ;

અજ હર્વસ્તીન દુશ્મત દુઝૂખ્ત દુઝ્વર્શ્ત, મેમ્ પ ગેતી મનીદ્, ઑએમ્ ગોફ્ત, ઑએમ્ કરદ્, ઑએમ્ જસ્ત, ઑએમ્ બૂન્ બૂદ્ ઍસ્તેદ્, અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની, ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્ની પ પતેત્ હોમ. યથા અહૂ વઇર્યો (પ), અષૅમ વૉહૂ (૩).

ફ્રવરાને મઝ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ. સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દર્ષિ-દ્રઓશ, આહુઇર્યેહે, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તય-એચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાત્ચિત્ હચ, ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ.

સ્રઓષૅમ અષીમ, હુરઓધૅમ, વૅરેથ્રાજનૅમ, ફ્રાદત્-ગએથૅમ અષવ-નૅમ અષહે રતૂમ યજમઇદે. અહુનૅમ વઇરીમ્ તનૂમ પાઇતિ; અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ; અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ. યથા અહૂ વઇર્યો (૧).

☞ કેમ ના મઝ્દા (આખી પઢે.); યથા અહૂ વઇર્યો (૨); યસ્નૅમચ વહ્મૅમચ અઓજસ્ચ જવરૅચ આફ્રીનામિ, સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દર્ષિ-દ્રઓશ, આહૂઇર્યેહે. અષૅમ વૉહૂ (૧).

**સરોશ બાજનો સાર.—** દાદાર અહુરમઝ્દની ખુશનુદી હોજો! તે તમામ ખલકતના સાહેબનું નામ દઇને હું બંદગી શરૂ કરૂં છું. તેનો પ્રતાપ અને ખોરેહ જ્યાદા થાઓ! જોરાવર અશો સરોશ યઝદ મારી મદદે પહોંચો, જેનું તનજ માથ્રવાણી છે, જે બુરાઓને જેર કરવા માટે ફત્તેહમંદ એજમતી હથિયાર રાખે છે, અને જે અહુરમઝ્દની પેદાયશોનો સરદાર છે. સર્વ ગુનાહોને માટે પસ્તાવો કરી હું પશેમાન થાઉં છું. તમામ બુરા વિચાર, બુરાં વચન, અને બુરાં કામો, જે હું આ દુન્યામાં મનમાં લાવ્યો હોઉં, બોલ્યો હોઉં, યા જે મેં કીધાં હોય, જે મારાથી ઉત્પન્ન થયાં હોય, યા શરૂ થયાં હોય, તે વિચાર, વચન, અને કામને લગતા તમામ ગુનાહો માટે હું પસ્તાવો કરૂં છું. ત્રણ કલામો (મનશની, ગવશની, કુનશની) થી હું પસ્તાવો કરૂં છું. હું એકરાર કરૂં છું, કે હું એક ખોદાને માનનાર, જરથોસ્તી ધર્મ પાળનાર, દેવના તરીકાથી દૂર રહેનાર, અને અહુરમઝ્દના તરીકા મુજબ ચાલનાર છું. (ફલાંણી ગેહમાં) અશો સરોશ યઝદને ખુશનુદ કરવાને, આરાધવાને, તેની વખાણ ગાવાને, અને સ્તુતિ કરવાને જોતી મારી આગળ યથા અહૂ વઇર્યોની ખુબી જાહેર કરે.

ખુબસુરત, ફત્તેહમંદ, દુન્યાની વૃદ્ધિ કરનાર અશો સરોશ યઝદને હમો આરાધ્યે છીયે. અહુનવર તનને બચાવે છે.—જોરાવર, જોરેમંદ હથિયારવાળા, અહુરમઝદના તરીકાવાળા, અશો સરોશ યઝદ, જેનું તનજ માંથ્રવાણી છે તેની હું સેતાયશ કરૂં છું.



## અહ્માઇ રએશ્ચ.[1]

અહ્માઇ રએશ્ચ ખરૅનસ્ચ, અહ્માઇ તન્વો દ્રવતાતૅમ, અહ્માઇ તન્વો વઝદ્વરૅ, અહ્માઇ તન્વો વૅરૅથ્રૅમ, અહ્માઇ ઇશ્તીમ પઉરૂશ-ખાથ્રાંમ, અહ્માઇ આસ્નાંમચિત્ ફ્રજન્તીમ, અહ્માઇ દરૅઘાંમ દરૅઘો-જીતીમ, અહ્માઇ વહિશ્તૅમ અહૂમ અષઓનાંમ, રઓચંઘહેમ, વીસ્પો-ખાથ્રૅમ. અથ જમ્યાત્ યથ આફ્રીનામિ. અષૅમ વોહૂ (૧).

અહુમાઇ રએશ્ચનો સાર.—(જે શખસ અહુરમઝદની બંદગી કરે) તેને નુર અને ખોરેહ, શરીરનું કૌવત, શરીરનું સુખ, શરીરની ફત્તેહ, અને પુષ્કળ સુખ સાથની દોલત હોજો! તેને જાતી બુદ્ધિવાળું ફરઝંદ હોજો! તેને લાંબામાં લાંબી જીંદગી હોજો! તેને અશો લોકોનું બહેશત હોજો! આમીન!



## હજંધ્રેમ.

હજંઘરૅમ બએષજનાંમ, બએવરૅ બએષજનાંમ; હજંઘરૅમ બએષજનાંમ, બએવરૅ બએષજનાંમ; હજંઘરૅમ બએષજનાંમ, બએવરૅ બએષજનાંમ. અષૅમ વોહૂ (૧).

હજંઘરેમનો સાર.—હજાર ઘણી તંદરોસ્તી, દસ હજાર ઘણી તંદરોસ્તી મને પહોંચો, એવી હું દુવા ગુજારૂં છું.

---

૧. એ ભણતરમાં બંદગી કરનાર પોતાને માટે ભલી દુવાઓ માંગે છે.

## જસ મે અવંઘહે મજદ.

જસ મે અવંઘહે મજદ! જસ મે અવંઘહે મજદ! જસ મે અવંઘહે મજદ! અમહે[1] હુતાશતહે હુરઑઘહે, વૅરેથ્રઘ્નહે અહુરધાતહે, વઇનઇનત્યાઑસચ ઉપરતાતો,[2] રામનો ખાસ્ત્રહે,[3] વયઑાશ ઉપરો-કઇર્યેહે[4] તરધાતો અન્યાઇશ દામાંન, અએતત તે વયો યત તે અસ્તિ સ્પેન્તો-મઇન્યઑમ, થ્વાષહે ખધાતહે, જરૂવાનહે અકરનહે,[5] જરૂવાનહે દરેઘો-ખધાતહે.[6] અશેમ વોહૂ (૧).

જસ મે અવંઘહે મજદનો સાર.—ઓ અહુરમઝદ! મારી મદદે આવ! હિંમત આપનાર ફરેશ્તા 'અમ'ની, બહેરાંમ યઝદની, સૌથી સરસ ફત્તેહ આપનાર વનંતી ઉપરતાતની, ખોરાકને સ્વાદિષ્ટ કરનાર મીનો રામની, પવન ઉપરના મવક્કલ ફરેશ્તા ગુવાદ યઝદની, હદ વગરના જમાનાની મને મદદ પહોંચાડજે!

## કૅરેફેહ મોજદ.

કૅરેફેહ મોજદ ગુનાહ ગુજરેશનેરા કુનમ, અશાહી રવાન દુશારમરા હમ કૅરેફેહ હમા વેહાંને હફ્ત કેશ્વર જમીન,[7] જમીન-પેહેના, રૂદ-દરાનાં,

---

૧. 'અમ' એટલે હિંમત, તે ઉપરથી હિંમત આપનાર ફરેસ્તો.

૨. વનઈન્ત્યાઑ ઉપરતાત—એટલે ફત્તેહમંદ સરસાઇ અથવા ચઢીયાતાપણું તે ઉપરથી એ ગુણ ઉપરનો નારી ફરેસ્તો.

૩. રામ ખાસ્ત્ર—એટલે ખાણાંના સ્વાદની ઉપર સરદારી ભોગવતો ફરેસ્તો મીનો રામ. વળી એ વાતાવરણ (atmosphere) ઉપર પણ મવક્કલ ફરેસ્તો છે તેથી ભાવવાચક અર્થે એનો અર્થ ether થાય છે.

૪. વયુ ઉપરો કઈરય—ઉપર કામ કરનાર હવાની ઉપરનો મવક્કલ ફરેસ્તો.

૫. જરવાન અકરન—એટલે અકેનાર હદ વગરનો વખત, જે હંમેશગી અહુરમઝદ પોતે ભોગવે છે. અહુરમઝદની ઉમરને શરૂઆત તેમજ છેડો પણ નથી, તે હંમેશ હતો અને રહેશે.

૬. જરવાન દરેઘો ખધાત—એટલે લંબાઇમાં મુકરર કીધેલો વખત, એટલે ગયોમર્દથી સોષ્યંત સુધીનો જમાનો.

૭. હફ્ત કેશવર-એટલે સાત ખંડ; તે જમાનામાં દુન્યાને સાત ખંડમાં વહેંચી નાખવામાં આવી હતી, તેમનાં નામ-અરેઝહિ, સવહિ, ફ્રદધફ્શુ, વીદધફ્શુ, વૉઉરૂ-બરેશતિ, વૉઉરૂ-જરેશતિ, ખનિરથ બામી.

**ઓરૂશીદ્-બાલા, બુન્દેહાદ્ બેરસાદ્; અશો બેદ્ દેરૂજી. અથ જમ્યાત્ યથ આફ્રીનામિ. અષ઼ેમ વોહૂ (૧).**

**કેરફેહ મોજદનો સાર.**—(ઓ અહુરમઝદ!) મારાથી જે પાપી કામો થયાં હોય, તેનો બદલો વાળવા માટે હું નેક કામ કરૂં! હફ્ત કેશવર જમીન ઉપરના તમામ નેક આદમીઓને, તેઓનાં રવાંન ખુશનુદ થાય એટલા કાજે, જમીનની પહોળાઇ જેટલી, નદીની લંબાઇ જેટલી, અને ખોરશેદની બુલંદી જેટલી અશોઇ પહોંચો! આમીન!



હોશબામ.

☞ (આ બંદગી ફકત બામદાદનેજ વખતે ભણવી.)

**અથ ઇમાં વચો દ્રેનજયોઇશ, યોઇ અંઘ્રહેન્ વારેથ્રઘ્ન્યોતેમચ બએષ-જયોતેમચ; પન્ચ અહુન વઇર્ય ફ્રસ્રાવયોઇશ. યથા અહૂ વઇર્યો (૫); અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો (૧); ☞ કેમ્ ના મઝ્દા (આખી પઢવી) અષેમ્ વોહૂ (૧); યથા અહૂ વઇર્યો (૨૧), અષેમ્ વોહૂ (૧૨).**

**નેમસે-તે હુશબામી, નેમસે-તે હુશબામી, નેમસે-તે હુશબામી. અએ-તત્ હિમ્ વીસ્પનાંમ્ મજિશ્તેમ્ દજદ્યાઇ, અહૂમચ રતૂમચ યિમ્ અહુરેમ્ મજ્દાંમ્, સ્નથાઇ અંઘ્રહે મઇન્યેઉશ દ્રવતો, સ્નથાઇ અએષ્મહે[1] ખ્રવી-દ્રઓશ, સ્નથાઇ માજઇન્યનાંમ્ દએવનાંમ્,[2] સ્નથાઇ વીસ્પનાંમ્ દએવનાંમ્ વરેન્યનાંમચ[3] દ્રવતાંમ્.** (બાજમાં પઢે.) **શેકસ્તેહ્ ઘનામેન્યો, બર્ એહેરેમન્**

૧. અએષ્મ—એટલે એષમ અથવા ગુસ્સાનો દેવ. એ સરોષ યઝદ હરીફનો છે.

૨. માજઇન્યનાંમ દએવનાંમ—એટલે માઝનદરાનના દેવો. માઝનદરાન કાસપ્યન સમુદ્રની દક્ષિણે અને બલખની ઉત્તર-પુર્વે આવેલો મુલક હતો, જે ઈરાનીઓને ઘણું નુકસાન કરનારો હતો, તેથી એને દેવોનું મડક ગણવામાં આવતું હતું, ત્યાં વસતાં આદમીઓ ઘણાજ બુરાં હતાં. વંદીદાદ પ્રમાણે માણસોએ પોતાના નખ ઉતારીને દાટવાં, કે જેથી માઝનદરાનના દેવોનું જોર તુટે. હોષંગ પાદશાહ અરદવીસુર અને દ્રવાસ્પ પાસે દુવા ગુજરે છે કે તે માઝનદરાનના દેવોને મારવાને સામર્થવાન થાય.

૩. દએવનાંમ વરેન્યનાંમ—ગીલાનના દેવો. ગીલાન મુલક માઝનદરાનની નજદીક હોવો જોઈએ. ડા. હાઉગ કહે છે કે ગીલાનના લોકો આજે પણ પોતાની ખરાબ ચાલને માટે જણાયલાં છે. વંદીદાદ પ્રમાણે એ પાદશાહ ફરેદુનનું જનમ શહેર હતું. એજ મુલક આગળ ફરેદુને ઝોહાકને પકડયો હતો.

**લેઆંનત્ સદ્દ હજાર્ બાર્. (પ્રગટ પઢે) ક્દથાઇ અહુરહે મજદાઓ રએવતો ખરૅનંઘ્ઉહતો, ક્દથાઇ અમૅષનાંમ સ્પૅન્તનાંમ,[1] ક્દથાઇ તિશ્ત્ર્યેહે સ્તારો રએવતો ખરૅનંઘ્ઉહતો, ક્દથાઇ નર્શ્ અષઓંનો, ક્દથાઇ વીસ્પનાંમ સ્પૅન્તહે મઇન્યેઉશ દામનાંમ અષઓંનાંમ. યથા અહૂ વઇર્યો (૨).**

**વંઘ્હુચ વંઘ્હુયાઓસ્ચ આફ્રીનામિ, વીસ્પયાઓ અષઓંનો સ્તોઇશ, હુઇથ્યાઇચ બવાંઇથ્યાઇચ બૂષ્યાંઇથ્યાઇચ. અષીમ રાસૅન્તીમ દરેઘો-વારૅથ્મનૅમ, મિષાચિમ હ્વો અઇવિષાચિમ મિષાચિમ આક્સાઆઁઘહુઇતીમ. બરૅન્તીમ વીસ્પાઓ બએષજાઓ, અપાંમ્ચ ગવાંમ્ચ ઉર્વરનાંમ્ચ. તઉર્વયેઇન્તીમ વીસ્પાઓ ત્બએષાઓ, દએવનાંમ મષ્યાનાંમ્ચ. અરૅષ્યન્તાંમ અહ્માઇચ ન્માનાઇ, અહ્માઇચ ન્માનહે નમાનો-પતેએ.**

---

૧. અમૅષ સ્પૅન્ત–અમશાસ્પંદ–એનો અર્થ અમર વૃદ્ધિ કરનાર–(the Bountiful immortal) થાય છે–(Archangel) એ ખુદ અહુરમઝદની ચઢતે દરજ્જેની શકિત છે. અમશાસ્પંદોની સંખ્યા આપણા ભણતરોમાં કેહે છ તો કેહે સાત જણાવી છે. જો અહુરમઝદને ખોદાના નામ તરીકે લઈએ તો એમની સંખ્યા છ થાય. 'દુવા નામ સેતાયશમાં' 'અવરતર શશ અમશાસ્પંદ'–એટલે વધારે ચઢતે દરજેના છ અમશાસ્પંદ આવે છે, અને એજ ભણતરને છેડે 'હપ્ત અમશાસ્પંદ'–એટલે સાત અમશાસ્પંદો આવે છે. એ સર્વ અહુરમઝદના સેફાતિ ગુણોના નામો છે અને એ નામો ગાથામાં વટીક આવે છે. 'અહુરમઝદ,' એટલે હસ્તીવાળો મહાજ્ઞાની સાહેબ; 'બહમન,' એટલે ભલું મન ભલી અકકલ, એટલે ખોદા પોતે ભલી અકકલવાળો છે, અને તે અકકલથીજ તેણે તમામ કુદરત રચી છે; 'અરદીબેહશત'–ઉત્તમ પવિત્રાઇ–તે સાહેબજ ધરાવે છે; 'શાહરેવર'–સર્વોપરી સત્તા, એટલે અહુરમઝદ ભલી અકકલથી અશોઇને અમલમાં લાવીને પોતાની ખાહેશ મુજબ તમામ કુદરત ઉપર સર્વોપરી સત્તા ચલાવે છે; 'સ્પંદારમદ'–વૃદ્ધિ કરનાર ડહાપણ, સભ્યતા, એટલે અહુરમઝદે કુદરતના કાયદા ડહાપણથી રચેલા છે; 'ખોરદાદ'–પુરતું સુખ, સપૂર્ણતા, એટલે અહુરમઝદ સપૂર્ણ સુખનો સાહેબ છે; 'અમરદાદ'–અમર્ગી, એટલે અહુરમઝદ પોતે પોતાની અકકલ, અશોઈ, આપ અખત્યાર સત્તા, ડહાપણ અને પુરતાં સુખ સાથે અમર્ગીની શકિત ધરાવે છે. આ દુન્યાની સર્વે પેદાયશોમાં માણસ પોતાની અકકલનાં બળે શ્રેષ્ટાઈ ભોગવે છે, એજ અકકલને ખીલવીને માણસ જો ચાહે તો અશો, સ્વતંત્ર, ડહાપણવાળો, સુખી થઇ પોતાનું નામ અમર કરી જાય. અશો જરથોશ્ત બહમનની મારફતે અહુરમઝદને પહોંચ્યા હતા, એટલે તેવણે પોતાની અકકલને ખીલવીને અશોઈ અખત્યાર કરીને, સ્વતંત્રપણે અને ડહાપણથી ઉત્તમ સુખ હાંસલ કરીને આ દુન્યામાં પોતાનું નામ અમર કરી ગયા; એટલે માણસ જો ચાહે તો પોતાનાં બેહ-મનની મારફતે ખોદાને પહોંચી શકે. માટે અમશાસ્પંદોની આરાધના કરવી, જે સદ્ગુણ ઉપર તે મવકકલ હોય તે અખત્યાર કરવો, અને જે શારીરિક ચીજ ઉપર તેની સરદારી હોય, તેની સંભાળ લેવી. ગોસ્પંદની સંભાળ લેવાથી બહમન, આતશની સંભાળ લેવાથી અરદીબહેશત, ધાતુની સંભાળ લેવાથી શહરેવર, જમીનની સંભાળ લેવાથી સ્પંદારમદ, પાણીની સંભાળ લેવાથી ખોરદાદ અને ઓરવર યાને ઝાડપાનની સંભાળ લેવાથી અમરદાદ ખુશનુદ થાય છે.

વંઘ્રઉહીશચ અશ્રાઓ વંઘ્રઉહીશચ અષયો, હુપઉર્વાઑ વહેહીશ, અપરાઑ રાસઁન્તીશ દરઁધો-વારઁથ્મનો. યથ નો મજિશ્તાઑસ્ચ વહિશ્તાઑસ્ચ સ્રએશ્તાઑસ્ચ અષયો ઑરઁન્વન્તે. અમઁષનાંમ્ સ્પઁન્તનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઆથ્રાઇચ ફ્રસસ્તયએચ, ફ્રદથાઇ અહે ન્માનહે, ફ્રદથાઇ વીસ્પયાઓ અષઑનો સ્તોઇશ, હમિસ્તેએ વીસ્પયાઓ દ્વતો સ્તોઇશ. સ્તવસ્ અષા યે હુદાઓ યોઇ હેન્તી.

વસસ્ચ તૂ અહુર મજ્દ ઉશતાચ, ક્ષએથ્ હવનાંમ્ દામનાંમ્. વસો આપો, વસો ઉર્વરાઑ, વસો વીસ્પ વોહૂ અષ-ચિથ્ર; ક્ષયઞ્ઁમ્ અષવનઁમ દાયત. અક્ષયઞ્ઁમ દ્વન્તમ. વસો-ક્ષથ્રો ખ્યાત્ અષવ; અવસો-ક્ષથ્રો ખ્યાત્ દ્વાઓ ગતો હમિસ્તો, નિજઑરઁતો હચ સ્પઁન્તહે મઇન્યેઉશ દામબ્યો, વસ્તો અવસો-ક્ષથ્રો.

હક્ષય અર્ઝઁમ ચિત્ યો જરથુશ્તો ફ્રતમાં ન્માનનાંમચ, વીસાંમચ, જન્તુનાંમચ, દખ્યુનાંમચ, અંઘહાઓ દએનયાઓ અનુમતયએચ, અનુખ્તયએચ, અનવર્શ્તયએચ, યા આહૂઇરિશ જરથુશત્રિશ.

યથ નો આઓઁઘહાંમ્ ષાતો મનાઓ, વહિશ્તો ઉર્વાનો, ખાથ્રવઇતીશ તન્વો હેન્તો વહિશ્તો અંઘહુશ; આકાઓસ્ચોઇત્ આહુઇરે મજ્દ જસઁન્તાંમ. અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરઁસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમઁમ્ થ્વા હખ્મ.[1] અષઁમ્ વોહૂ (૧); અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરઁસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમઁમ થ્વા હખ્મ. અષઁમ્ વોહૂ (૧); અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરઁસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમઁમ્ થ્વા હખ્મ. અષઁમ્ વોહૂ (૧) ☞ અહ્માઇ રએશચ; હઝંઘરેમ; જસ મે અવંઘહે મજ્દ; કેરેફેહ્ મોઝદ.

હોશબામનો સાર.—અહુનવર તનને બચાવે છે, બામદાદને હું નમસ્કાર કરૂં છું દુષ્ટ અહેરેમનને, એશમ દેવને તથા તમામ બુરી શક્તિઓને તોડવાને માટે અહુરમજદને હું નમાઝ અર્પણ કરૂં છું. અહેરેમનની શેકસ્ત હોજો, અને તેની ઉપર લ્યાનત હોજો! મદદે પહોંચનાર, રક્ષણ કરનાર, પાણી, ગાય ઢોર અને ઝાડપાનને બચાવનાર, દેવોના દોરને તોડનાર, અપિશવંઘ ફરેશ્તાની હું સેતાયશ કરૂં છું. અમશાસ્પંદોની આરાધના કરવાને, અને તેઓને ખુશનુદ કરવાને, મારામાં અશોઇ આવે કે જેથી અહુરમજદની પેદાયશ આબાદ થાય, અને બુરી શક્તિઓ નાશ પામે! અહુરમજદ મરજી પ્રમાણે પેદાયશો ઉપર સુખનો અમલ ચલાવે છે. હું દુવા

---

૧. 'વસસ્ચ તૂ'થી 'થ્વા હખ્મ' સુધીના ભાગતરમાં અશો અહુરમઝદની સત્તા કબુલ રાખીને તેના તરફ આપણી જાનફેશાની દેખાડીયે છીયે.

ગુજારૂં છું કે ભલો અશો નર હકુમત ભોગવનારો થાય, નહિ કે બુરો નર! બુરો નર નામુરાદ થાય, અને દુઃખમાં આવી પડે! અહુરમજદી જરથોસ્તી દીનના વિચાર, વચન, અને કરણી પ્રમાણે, ઘરના, મહોલ્લાના, ગામના, અને દેશના આગેવાનોને હું ચલાઉં, જેથી મારૂં રવાન ચઢતે દરજ્જે પુગે, મારૂં મન ખુશાલ થાય, અને મારૂં તુરમંદ તન બહેશ્તને લાયકનું થાય! ઓ અહુરમજદ! સર્વથી શ્રેષ્ટ અશોઇની મારફતે હું તારો દોસ્ત થાઉં!




[ સહવારના પોહોરમાં સૂર્ય ઉગે ત્યારથી મધ્યાન બપોરે બાર બાગા સુધી હાવન ગેહ ભણાય છે. ]

☞ ( એજ ગેહ બીજી હાવનના વખતમાં યાને આવાં મહિનાના હોરમજદ રોજથી તે વહિસ્તોઇસ્ત ગાથા, સુધી ભણવી. વધુ ખોલાસા માટે જુવો સફે ૭ માં આપેલી ફુટ નોટ. )

ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ. અષેમ વોહૂ (૩). ફ્રવરાને મજ્દ-યસ્નો જરથુશત્રિશ વીદએવો અહુર-ત્કએષો. હાવનેએ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, સાવંઘહેએ[1] વીસ્યાઇચ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. મિથ્રહે વોઉરૂ-ગઓયઓતોઇશ હજંઘ્રરો-ગઓષહે, બએવરૅ-ચષ્મનો, અઓ-ખ્તો-નામનો યજતહે, રામનો ખાસ્ત્રહે, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મૂતે, અથા રતુશ અષાતચિત હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ.

અહુરૅમ મજ્દાંમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રહે અષઓનો ફ્રવષીમ યજમઇદે; અમૅષે સ્પૅન્તે અષઓનાંમ યજમઇદે. અષાઉનાંમ વંઘ્રઉહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે, અસ્તવતો મનષ્યાચ અપનોતૅમૅમ રથ્વાંમ યજમઇદે, યએતુશ્તૅમૅમ યજતનાંમ હુઘ્રહનુશ્તૅમૅમ અષહે રથ્વાંમ અઇવિનસાંસ્તૅમૅમ, જધ્નમૂશ્તૅમાંમ અષઓનો અષહે રથ્વો રતુક્રિતીમ યજમઇદે.

હાવનીમ અષવનમ અષહે રતૂમ યજમઇદે; હઉર્વૅતાતૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; અમૅરૅતતાતૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે;

---

૧. સાવંઘહે વીસ્ય—એ હાવન ગેહનો હમકાર યાને સાથ કરનાર ફરેસ્તો.

આહુઇરીમ ફ્રષ્નૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; આહૂઇરીમ ત્કએષૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, યસ્નૅમ સૂરૅમ હુપ્તંઘહાઇતીમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે.

સાવંઘ્રહએમ વીસીમચ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, અઇર્‌યમનૅમ ઇષીમ[1] અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, અમવન્તૅમ, વૅરૅથ્રાજનૅમ, વિત્પએષંઘ્રહૅમ, વીસ્પ ત્બએષાઓ તઉર્વૈયન્તૅમ વીસ્પ ત્બએષાઓ તિતરૅન્તૅમ; યો ઉપૅમો, યો મદ્ધૅમો, યો ફ્રતૅમો, જઓજીજીએ તરો માંથ્રૅમ પન્ચ ગાથાઓ.

મિથ્રૅમચ વૅાઉરૂ-ગઓયઓઇતીમ યજમઇદે; રામચ ખાસ્તૅમ યજમઇદે; વીસ્યેહે રથ્વો યસ્નાઇચ વહ્માઇચ, વીસીમચ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે. મિથ્રૅમ વૅાઉરૂ-ગઓયઓઇતીમ હજંઘર-ગઓષૅમ, બએવરૅ-ચષ્મનૅમ, અઓખ્તો-નામનૅમ યજતેમ યજમઇદે, રામ ખાસ્તૅમ યજમઇદે.

થ્વાંમ આતરૅમ અહુરહે મજદાઓ પુથ્રૅમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; હુધ્ર-જઓથ્રૅમ હુધ્ર-અઇવ્યાઓંઘહનૅમ[2] ઇમત બરૅસ્મ અષય ફ્રસ્તરૅતૅમ, અષવનેમ અષહે રતૂમ યજમઇદે; અપાંમ નપાતૅમ યજમઇદે; નઇરીમ સંઘહૅમ યજમઇદે; તખ્મૅમ દામોઇશ ઉપમનૅમ[3] યજતૅમ યજમઇદે; ઇરિસ્તનાંમ ઉરૂવાંનો યજમઇદે, યાઓ અષઓનાંમ ફ્રવષયો.

રતૂમ બૅરૅજન્તૅમ યજમઇદે યિમ અહુરૅમ મજદાંમ, યો અષહે અપનોતૅમો, યો અષહે જઘ્મૂરતૅમો, વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યજમઇદે; વીસ્પચ હ્વરશત ષ્યઓથ્ન યજમઇદે, વરૂશતચ વરૅષ્યમ્નચ.

યેંઘહે હાતાંમ આઅત યેસ્ને પઇતી વંઘહો, મજદાઓ અહુરો વએથા અષાત હચા, યાઓંઘ્રહાંમચા તાંસચા તાઆસચા યજમઇદે. યથા અહૂ વઇર્યો (૨).

યસ્નૅમચ વહ્મૅમચ અઓજસચ જવરૅચ આફ્રીનામિ, મિથ્રહે વોઉરૂ-ગઓયઓઇતોઇશ હજંઘરો-ગઓષહે બએવરૅ-ચષ્મનો, અઓખ્તો-નામનો

---

૧. અઈર્‌યમનૅમ ઇષીમ—અઈરયમન્ ઈષ્ય નામની બંદગી, જે યજશનેના ૫૪ માં હાને માટે કહે છે, વળી અઇરયમન્ ઈષ્ય નામનો એક ફરેશ્તો છે, જે સુખશાંતી આપનાર છે, અને જાદુ પરીને લગતા વિચારો મનમાંથી કાઢી નાખી આરામ આપે છે.

૨. અઈવ્યાઓંઘહન—એટલે કુસ્તી, જે માઝદયસ્ની જરતોસ્તી ધર્મ ઉપર ઓસ્તવાર રહેવાનો કમરપટો છે.

૩. 'દામિ ઉપમન'નો અસલ અર્થ 'ડહાપણનો ચિતાર, ડહાપણની ઉપમા, ડહાપણની નીશાન' થાય છે. તે ઉપરથી એની ઉપરનો મવકકલ ફરેસ્તો.

યજતહે, રામનો ખાસ્તહે. અષેમ વોહુ (૧). ☞ અહ્માઇ રએશચ; હુજંઘરૅમ; જસ મે અવંઘહે મજ્દ; કેરફેહ મોજ્દ.

હાવન ગેહનો સાર.—હું એક ખોદાની પરસ્તેશ કરનાર, જરથોસ્તી ધર્મ પાળનાર, દેવના તરીકાથી દૂર રહેનાર તરીકે એકરાર કરૂં છું, અને પાક હાવનના વખત, અને તેના હમકાર 'સાવંઘહી' ની સેતાયશ કરૂં છું. તેઓની સાથે, અશો અહુરમજદની, અશો જરથોસ્તની, અશો લોકોનાં ફરોહરોની, ખોરદાદની, અમરદાદની, અઇરયમન નામની બંદગીની, જે હિંમત અને ફતેહ આપનારી અને ખરાબીઓને તોડનારી છે, મેહેર યઝદની, મીનો રામની, આતશની, નેરીયોસંગ ફરેશતાની, ડહાપણ ઉપરના મવક્કલ ફરેશતા દામી ઉપમનની હું સેતાયશ કરૂં છું.

## રપિથ્વન ગેહ.

ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ. અષેમ વોહૂ (૩). ફ્રવરાને મજ્દયસ્નો જરથુશત્રિશ વીદએવો અહુર-ત્કએષો. રપિથ્વિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત-ફ્શવે જન્તુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. અષહે વહિશ્તહે આથ્રસચ અહુરહે મજ્દાઓ, ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતૂશ અષાતચિત હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઑતૂ.

અહુરૅમ મજ્દાંમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રહે અષઑનો ફ્રવષીમ યજમઇદે; અમેષે સ્પેન્તે અષઑનાંમ યજમઇદે.

અષાઉનાંમ વંઘ્વીહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે, અસ્તવતો મનખ્યાચ અપનોતૅમમં રથ્વાંમ યજમઇદે, યએતુશ્તૅમમ યજતનાંમ હુંઘ્રહનુશ્તૅમમ અષહે રથ્વાંમ અઇવિનસાંસ્તૅમમ, જધ્મૂશ્તૅમાંમ અષઑનો અષહે રથ્વો રતુક્રિતીમ યજમઇદે.

રપિથ્વિનૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે. અહુનવઇતીમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજમઇદે; ઉશ્તવઇતીમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજમઇદે; સ્પેન્તા-મઇન્યૂમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજમઇદે; વોહુ-ક્ષથ્રાંમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજમઇદે; વહિશ્તોઇશ્તીમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજમઇદે.

ફ્રાદત-ફ્ષાઉમ્ જન્તુમૅમચ[1] અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; ફ્રૂષૅમચ માંથ્રૅમ્ યજમઇદે; અરૂષુખ્ધૅમચ વાચૅમ્ યજમઇદે; વચ અરૂષુખ્ધ યજમઇદે; વારૅથ્રધ્નીશ્ દએવો-દ્ધીત યજમઇદે; અપસચ જૅમસચ યજમઇદે ઉર્વરાઓસચ, મઇન્યવચ યજત યજમઇદે, યોઇ વંધ્નહુજદાઓ અષવનો, અમૅષેસચ સ્પૅન્તે અષઑનાંમ્ યજમઇદે.

અષાઉનાંમ્ વંધ્નઉહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે. બરૅષ્નૂ-શચ અષહે યત્ વહિશ્તહે, મજિશ્ત માંથ્ર, મજિશ્ત વૅરૅજય, મજિશ્ત ઉર્વઇથ્ય, મજિશ્ત હુઇથ્યા-વૅરૅજય, મજિશ્ત વીન્દઇથ્ય દએનયાઓ માજદય-સ્નોઇશ્ યજમઇદે.

અવત્ વ્યાખ્નૅમચ હંજમનૅમચ યજમઇદે, યત્ અસ્તિ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ, બરૅષ્નવો અવંઘહે અષ્નો ઘિમતૅમ્ જન્તુમહે રૂથ્વો યસ્નાઇચ વહ્માઇચ; જન્તુમૅમચ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે. અષૅમ્ વહિશ્તૅમ્ આતરૅમચ અહુરહે મજદાઓ પુથ્રૅમ્ યજમઇદે.

થ્વાંમ્ આતરૅમ્ અહુરહે મજદાઓ પુથ્રૅમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે; હુધ-જઑથ્રૅમ્ હુધ-અઇવ્યાસ્ઓંધ્નહનૅમ્ ઇમત્ બરૅસ્મ અષય ફ્રસ્તરૅતૅમ્, અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; અપાંમ્ નપારૅમ્ યજમઇદે; નઇરીમ્ સંધ્નહૅમ્ યજમઇદે; તખ્મમ્ દામોઇશ્ ઉપમનૅમ્ યજતૅમ્ યજમઇદે; ઇરિસ્તનાંમ્ ઉરૂવાંનો યજમઇદે યાઓ અષઑનાંમ્ ફ્રવષયો. રતૂમ્ બૅરૅ-જન્તૅમ્ યજમઇદે યિમ્ અહુરૅમ્ મજદાંમ, યો અષહે અપનોતૅમો, યો અષહે જધ્નમૂશ્તૅમો; વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યજમઇદે; વીસ્પચ હુવરૂશ્ત ષ્યઑથ્ન યજમઇદે, વરૂશ્તચ વરૅષ્યમ્નચ.

યેંધ્નહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતિ વંધ્નહો, મજદાઓ અહુરો વએથા અષાત્ હચા, યાઓંધ્નહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે. યથા અહૂ વઇર્યો (૨).

યસ્નૅમચ વહ્મૅમચ અઑજસચ જવરૅચ આફ્રીનામિ, અષહે વહિશ્તહે આથ્રસચ અહુરહે મજદાઓ. અષૅમ્ વૉહૂ (૧). ☞ અહ્માઇ રએશચ; હજધ્નરૅમ; જસ મે અવંધ્નહે મજ્દ; કૅરૂફેહ્ મોજદ.

---

૧. ફ્રાદત-ફ્ષાઉમ જન્તુમેમ–તે રપીથ્વન ગેહના હમકાર યાને સાથે કામ કરનાર ફરેસ્તા.

રપીથ્વન ગેહનો સાર.—હું એક ખોદાની પરસ્તેશ કરનાર, જરથોસ્તી ધર્મ પાળનાર, દેવના તરીકાથી દૂર રહેનાર તરીકે એકરાર કરૂં છું અને પાક રપીથ્વનના વખત અને તેના હમકાર 'ફ્રાદત-ફ્શ્રુ-જન્તુમ' ની સેતાયશ કરૂં છું. તેઓની સાથે પવિત્ર પાંચ ગાથાઓની, અમશાસ્પંદોની; પાણી, જમીન અને ઝાડપાનની, મીનો યઝદોની, અશો લોકોનાં ફરોહરોની, માજદયશની દીનની, માથ્રવાણીની, અરદીબેહેશતની, આતશની, નેરીઓસંગ ફરેશતાની, ડહાપણની ઉપરના મવકકલ ફરેશતા 'દામી-ઉપ-મન'ની હું સેતાયશ કરૂં છું.




ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ. અષેમ વોહુ (૩). ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ વીદએવો અહુર-ત્કએષો. ઉજયેઇરિનાઇ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, ફ્રાદત્-વીરાઇ દખ્યુમાઇચ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

બૅરૅજતો અહુરહે નફ્દ્રો અપાંમ્ અપસચ મજદધાતયાઓ, ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ.

અહુરૅમ્ મજદાંમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; જરથુશ્ત્રૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; જરથુશ્ત્રહે અષઓનો ફ્રવષીમ્ યજમઇદે; અમૅષે સ્પૅન્તે અષઓનાંમ યજમઇદે. અષાઉનાંમ્ વંઘ્રઉહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે; અસ્ત્વતો મનખ્યાચ અપનોતૅમૅમ્ રથ્વાંમ્ યજમઇદે; યએતુશ્તૅમૅમ્ યજતનાંમ્ હંધ્રહનુશ્તૅમૅમ્ અષહે રથ્વાંમ્ અઇવિનસાંસ્તૅમૅમ્, જધ્નમૂશ્તૅમાંમ્ અષઓનો અષહે રથ્વો રતુફ્રિતીમ્ યજમઇદે.

ઉજયેઇરિનૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે. જઓતારૅમ્[1] અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; હાવનાનૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; આતરૅવક્ષેમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; ફ્રબરૅતારૅમ્ અષવનૅમ્

૧. જઓતારેમ, હાવનાનેમ, આતરેવક્ષેમ, ફ્રબેરેતારેમ, આબેરેતેમ, આસ્નાતરેમ, રથ્વીશકરેમ, સ્રઓષાવરેઝેમ—આ આંઠ જુદી જુદી ક્રીયા કરનારા ધર્મગુરૂઓ છે, તેમાં જઓતર તે જોતીનું કામ ભણતર ભણવાનું; હાવનાનનું, હોમને લગતી ક્રીયા કરવાનું; આતરેવક્ષનું, આતશને રોશન રાખવાનું; ફ્રબેરેતારનું, જોતી આગળ જોઇતી સર્વે ચીજો લાવવાનું; આબેરે-

અષહે રતૂમ્ યજમઇદે; આૉર્રતૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; આસ્નતારેમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; રથ્વિશ્કરૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; સ્રઑષાવરૅઝૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે.

ફ્રાદત્-વીરૅમ્ દખ્યુમૅમચ અષવનૅમં અષહે રતૂમ્ યજમઇદે; સ્ત્રેઉશ્ચ માઓંઘ્રહૅમચ હ્વરૅચ રઑચાઓ યજમઇદે; અનઘ્ર રઑચાઓ યજમઇદે; અક્સંઘ્રહાંમચ ખાથ્રૅમ્ યજમઇદે; યા નર્શ સાદ્રા દ્રૅગવતો. હુઇથ્યાવરૅઝૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; અપરૅમચ હ્કઑર્ષમ્ યજમઇદે; હુઇથ્યાવરૅ-ઝૅમ્ અષવનૅમ્ અષઑનો સ્તીમ્ યજમઇદે પઇતિ અસ્નિ પઇતિ ક્ષફ્ને, યસો બૅરૅતાબ્યો જઑથ્રાબ્યો, દખ્યુમહે રથ્વો યસ્નાઇચ વહ્માઇચ; દખ્યુમૅમચ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે. બૅરૅજન્તૅમ્ અહુરૅમ્ ક્ષથ્રીમ્ ક્ષએતૅમ્, અપાંમ્ નપાતૅમ્[1] અઉર્વત્ અસ્પૅમ્ યજમઇદે; અપૅમચ મજદધાતાંમ્ અષઑનીમ્ યજમઇદે.

થ્વાંમ્ આતરૅમ્ અહુરહે મજદાઓ પુથ્રૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; હુધ-જઑથ્રૅમ્ હુધ-અઇવ્યાઓંઘ્રહનૅમ્ ઇમત્ બરૅસ્મ અષય ફ્રસ્તરૅતૅમ્, અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; અપાંમ્ નપ્તારૅમ્ યજમઇદે; નઇરીમ્ સંઘ્રહૅમ્ યજમઇદે; તખ્મૅમ્ દામોઇશ ઉપમનૅમ્ યજતૅમ્ યજમઇદે; ઇરિસ્તનાંમ્ ઉરૂવાંનો યજમઇદે યાઓ અષઑનાંમ્ ફ્રવષયો.

રતૂમ બૅરૅજન્તૅમ્ યજમઇદે યિમ્ અહુરૅમ્ મજદાંમ્, યો અષહે અપ-નોતૅમો, યો અષહે જધ્રમૂરતૅમો; વીસ્પ સ્રવાઑ જરથુશત્રિ યજમઇદે; વીસ્પચ હ્વરૂશત બ્યઑથ્ન યજમઇદે, વરૂશતચ વરૅષ્યમ્નચ.

યેંઘ્રહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો, મજદાઓ અહુરો વએથા અષાત્ હચા, યાઓંઘ્રહાંમચા તાંસચા તાઑસ્ચા યજમઇદે. યથા અહૂ વઇર્યો (૨).

---

તારનું, જોતી આગળ પાણી લાવવાનું; આસ્નતારનું, હોમને ધોવાનું અને નીચોવવાનું; રથ્વીશકરનું, હોમ અને દુધને ભેળવાનું અને આલાતો ગોઠવવાનું; અને સ્રઑષાવરેઝનું ક્રીયા ઉપર દેખરેખ રાખવાનું. હાલમાં તો ઝઓતર અને રથ્વીશકર બેજ કામ કરે છે, તેમાં ઝઓ-તર પોતાનું અસલ કામ કરે છે, જ્યારે રથ્વીશકર પોતાનું અસલ કામ તેમજ બીજાઓનું પણ કામ બજાવે છે.

૧. અપાંમ નપાત–સાધારણ રીતે એને ઇજદ ગણવામાં આવ્યો છે, અને તે પાણીનાં વાદળાં વિજળી તથા વરસાદ સાથે સંબંધમાં રાખે છે. એને મળતો સંસ્કૃતમાં अपाम् नपात् છે, પવન વરસાદ, વિજળી, પાણી એકમેક સાથે સંબંધ ધરાવે છે, તે ઉપરથી તીર યશ્તના ૩૪ માં ફકરામાં એને 'વાત'–એટલે પવન સાથે દુન્યા ઉપર પાણી પાડતો જણાવે છે.

બે કજીઝી નેમાયમ રહે રાસ્તી,
કે તા દૂર બાશમ ઝે હર કાસ્તી.

૧૦૪. આડે રસ્તેથી મને દુર કરી, રાસ્ત માર્ગ દેખાડ, કે જેથી હું દરેક નુકસાનથી દુર રહું.

અઝીન વર્તેએ વહ્‌મો આઝો નેયાઝ,
રેહાઇ દેહ્‌ અયે ઇઝિદે કારસાઝ.

૧૦૫. અએ સર્વે સરંનજામ પહોચાડનાર ખોદા! શક, લોભ અને ભાવનાં તોફાની વંતોળયામાંથી મને મુકિત બખશ.

ઝે ગેર્દાબે એસ્યાન બોરૂન આવરમ,
તેહી કુન ઝે સઉદાએ બાતેલ સરમ.

૧૦૬. ગુનાહનાં વંટોળિયામાંથી મને બહાર કહાડ, અને મારાં મગજને ખોટા ખયાલોથી ખાલી કર.

ખોદાયા બે પીરી મરા શાદ દાર,
ઝે દઉરાને અઇયામે નાસાઝગાર.

૧૦૭. અએ ખોદા! મને ઘડપણુમાં કોઇ સાથે હળીમળીને નહિ ચાલતા જમાનાની ગેરદેશથી બચાવીને સુખી રાખ.

તને મન દોરોસ્તો દેલમ હૂશીયાર,
કે બી ઝઅ્ફો સોસ્તી ઝિયમ ઓસ્તવાર.

૧૦૮. મને તનદરૂસ્તી અને દિલમાં હુશિઆરી બક્ષ કે નબળાઇ અને સુસ્તી વગર હું ઓસતવાર જીંદગી ગુજારૂં.

બે નીરૂએ એદ્રાકે દાનન્દેહ્‌ કાર,
યકીન રા ઓ ઇમાન તો હરજા બેદાર.

૧૦૯. મારાં યકીન અને ઇમાનને કુશળ સમજ શકિતનાં બળથી કાયમ રાખ.

બે પીરાનેહ્‌ હાજત મદારમ બે કસ,
તો રૂઝી રસાની ઓ ફર્યાદ રસ.

૧૧૦. બુઢાપામાં મને કોઇનો મોહતાજ ના રાખતો, તું મને હરરોજની રોટી પહોંચાડજે, અને મારી દાદ લેજે.

બે હંગામે બસ્તન અઝીન દહ્‌ર રખ્ત,
બર્‌ આરી બે આસાનિયમ કારે સખ્ત;

૧૧૧. આ દુન્યા છોડી જતી વખતે મારૂં જાન આપવાનું મુશ્કેલ કામ આશાન કરજે.

કે શાદાન રવમ ઝીન સરાએ દો દર,
મરા બર ફેરાઝી બે મીનૂય સર.

૧૧૨. કે જેથી આ બે દરવાજાવાળી દુન્યામાંથી હું ખુશખુશાલ વિદાય થાઉં, અને મીનોઇ દુન્યામાં મને સરફરાઝી આપજે.

રવાનમ બે નઝૂદે નેયાગાન રસાન,
બે મીનૂયે નીકાનો આઝાદેગાન.

૧૧૩. મીનોઇ દુન્યા કે જે નેક અને આઝાદ આદમીઓની જગા છે તેમાં મારા નેક અને પહરેજગાર નીયાગાનોની નજદીક મારાં રવાનને પહોંચાડજે.

અગરચે ગુનાહાને મન બીમરસ્ત,
વલી બખ્શેશત ઝીનો આન બરતરસ્ત.

૧૧૪. અગરજો મારા ગુનાહ અસંખ્ય હોય તોપણ તારી મારી અને બક્ષેશ તે કરતાં પણ વધારે છે.

ઝે રહ્મત બે પૂશાન સુકાફાતે મન,
બરૂ આવર તો અઝ લોત્ફ હાજાતે મન.

૧૧૫. મારી કરણીના બદલા ઉપર તારી રહેમનો છાયો ઢાંકજે, તારી માયાથી મારી હાજત બર લાવજે.

દેરખ્તે ઉમીદમ બેરઓમંદ દાર,
કે ફેર્ઝંદ માનદ ઝે મન યાદગાર.

૧૧૬. મારી ઉમેદનું દરખ્ત આબાદ રાખ, કે જેથી ફરઝંદ મારી પછવાડે મારી યાદગારી રાખવા રહે.

બે તદ્બીરો દાનેશ ગેરામી બવાદ,
કે નામશ બઆ નીકનામી બવાદ.

૧૧૭. તે હુશિયારી અને દાનાઇથી લોકોનો માનીતો થાય, તેનું નામ નેકનામી સાથે જોડાય.

બેરફતાર નીકુ બે ગોફ્તાર રાસ્ત,
બેહર કાર બાશદ ચેનાન ચૂન સેઝાસ્ત.

૧૧૮. તે ચાલચલણમાં નેક, તથા બોલવામાં રાસ્ત, અને હરેક કામમાં જેમ જોઇએ તેમ લાયક થાય.

કે ઊ યાદગારી બેમાનદ ઝે મન,
પસંદીદેહ્ બાશદ બેહર અન્જોમન.

૧૧૯. તે મારી યાદગારી જાળવે, અને દરેક મજલેસ અને ટોળામાં તે પસંદગી અને ચાહ મેળવે.

**હમી હમચેનીન પોશ્ત દર પોશ્તે શાન,**
**કે રઉશન ચેરાઘમ બુવદ દર જેહાન.**

૧૨૦. અને એજ પ્રમાણે પેઢી દર પેઢી ચાલુ રહે, જેથી મારો રોશન ચેરાગ દુન્યામાં જારી રહે,

**ચે પયેવંદા ખીશાનો હમ દુદમાંન,**
**અબા નીક ખાહાનો હમ દુસતાંન,**
**એલાહી તો દર સાયેયે ખીશ દાર,**
**ઝે આસીબો રંજે બદે રૂઝગાર.**

૧૨૧–૨૨ મારાં સગાંવહાલાં, ખેશીઓ, અને કુટુંબ કબીલા, તેમજ મારૂં ભલું ઇચ્છનાર મિત્રોને, ઓ ખુદા! જમાનાની આફત અને રંજમાંથી તારા છાયામાં રાખ.

**બે ઓમ્મીદા મત્લૂબે નીકી રસાંન,**
**હમી કદ્દરો એઝ્ઝત બેયફ્ઝાય શાંન;**

૧૨૩. તેઓની નેક મુરાદ અને ધારણાઓ તેમને પુગાડ, તેઓનો દરજ્જો અને અને આબરૂ ઇજત વધાર.

**કે બા તનદોરસ્તીઓ ફ્રૂખોંદગી,**
**ગુઝારંદ દર રાહે તો ઝેંદગી.**

૧૨૪. કે જેથી તેઓ તંદરોસ્તી અને આબાદી સાથે તારી રાહ ઉપર જીંદગી ગુજારે.

**મોરબ્બી કે બર મન બવદ મેહ્રબાન,**
**ખોદાયા તો ઊરા બે નીકી રસાન.**

૧૨૫. અએ ખોદા! જે મારો મુરબી મારી ઉપર મહેરબાની રાખતો હોય તેને તું નેકી પહોંચાડજે.

**બે હર દો જેહાન સરફ્રાઝીશ બખ્શ,**
**હમી રાહતો તનદોરોસ્તીશ બખ્શ.**

૧૨૬. બેઉ જેહાંનમાં તેને સરફરાજી બક્ષજે, તેમજ તેને રાહત અને તંદરોસ્તી આપજે.

**સરંજામે ઊરા બે નીકી ગુમાર,**
**બે એક્રામત અયે દાવરે કેર્દગાર.**

૧૨૭. અએ દાદગર દાવર! તારી મહેરબાની અને માયાથી તે મારા મુરબ્બીનું સેવટ નેકી સાથે જોડજે!

---

## મુનાજાત ૬ ઠી (બેતોમાં)

**દસ્તુર બેરચજી સોહરાબજી મેહરજીરાણાની.**



ખોદાયા તોઇ ખાલેકે દો જેહાંન,
સેઝાયે સેતાયેશ તોઇ બીગમાંન.

૧. અએ ખુદા! તું બેઉ જેહાનનો પેદા કરનાર છે, ખચીત તું સેતાયશને લાયક છે.

મનમ આસીયે ખાકસારો હકીર,
બે એસ્યાનો તક્સીરહાએ કસીર.

૨. ઘણા ગુનાહ અને તકસીરથી ભરેલો હું ઝલીલ અને કમીનો ગુનેહગાર છું.

બેનાલમ બે દર્ગાહે તો બા નેયાઝ,
બે માલમ સરો મીકુનમ તોબેહ બાઝ.

૩. આજેજીથી તારી દરઘાહમાં હું વીલાપ કરી અરજ ગુજારૂં છું. અને મારૂં સર નમાવીને ગુનાહને માટે હું પસ્તાવો કરૂં છું.

અફ્ કુન ગુનાહે મરા અયે ઘફૂર,
બેકુન દરગુઝર હર્ચે બાશદ કોસૂર.

૪. ઓ માફીના બખશનાર સાહેબ! મારો ગુનાહ તું માફ કર; મારી જે કસુરો થઇ હોય તે દરગુજર કર!

બેકુન રહ્મ બર હાલે મન અયે રહીમ,
કરમ કુન બરીન બીનવા અયે કરીમ.

૫. ઓ રહેમ કરનાર સાહેબ! મારી હાલત ઉપર તું દયા કર, ઓ બખશેશ કરનાર સાહેબ! મુજ ગરીબ ઉપર મહેરબાની કર!

બેકુન મેહ્ર બર મન તો અયે મેહ્રબાન,
મકુન કહ્રો અઝ દર્ગેહે ખુદ મરાન.

૬. ઓ મહેરબાન સાહેબ! મારી ઉપર તું રહેમ કર, મારી ઉપર તું ગુસ્સો ના કર, અને મને તારી દરઘાહમાંથી હાંકી ના કાઢ.

હમીશે બેફ્ર્યાદે મન ઝૂદ રસ,
કે ઘેર અઝ તો ફ્ર્યાદ-રસ નીસ્ત કસ.

૭. હંમેશાં જલદીથી તું મારી ફર્યાદ સાંભળીને મદદે પહોંચ, કારણકે તું શિવાય મારી દાદ લેનાર કોઇ નથી.

બજોઝ તો ગેહી દેલ નબંદમ બેકસ,
મદદગારે યારમ તો બાશીઓ બસ.

૮. તારા શિવાય કોઇની ઉપર હું કદી મારૂં દીલ લગાડીશ નહિ; તુંજ મારો મદદગાર અને યાર છે.

તો રંજો બલારા ઝે મન દૂર દાર,
ઘમો સખ્તીઓ આફ્તે રૂઝગાર.

૯. તું રંજ, બળા, ગમ, સખતી, અને જમાનાની આફ્ત મારાથી દૂર રાખ.

ઝે મન દૂર કુન તંગીઓ મુફ્લેસી,
ફ્રાખી ઝે ગંજો ઝરમ દેહ્ બસી.

૧૦. તંગી તથા મુફ્લેસી મારાથી દૂર કર; પુષ્કળ ગંજ અને દોલત મને આપ.

મરા બીનેયાઝી દેહ્ અઝ દીગરાંન,
બે એહ્સાને તો દાર દર હર ઝમાંન.

૧૧. બીજાઓથી તું મને હાજત વગરનો કર, હંમેશાં મને તારા ઉપકારમાં રાખ.

મગર્દાન બે દર્‌વાઝેએ નાકસાંન,
ઝે એહ્સાને હર મર્‌દોમાનમ રેહાંન.

૧૨. નીચ માણુસના દરવાજા તરફ મને ના ફેરવ, માણુસોના અહેસાનમાં આવતો મને ઉગાર.

ઝે દર્ગાહે તો હાજતમરા બર્‌આર,
હમીશે બેકુન દર જેહાંન કામ્ગાર.

૧૩. તારી દરઘાહમાંથી મારી હાજત બર લાવ; દુન્યામાં હંમેશાં મને આબાદ રાખ.

તો આસાન બેકુન મુશ્કેલમ હર ઝમાન,
મરા દાર હર્‌દમ બે અમ્નો અમાન.

૧૪. હર વખતે મારી મુશ્કેલી તું આસાન કર; તું મને હર પળે સહીસલામત રાખ.

હમીશે બેદાર આબરૂયો હયા,
બે હર દો જેહાંન અઝ કરમ અયે ખોદા.

૧૫. ઓ ખોદા! બેઉ જહાનમાં મહેર કરીને મારી લાજ આબરૂ તું સાચવજે.

બે અય્યામે પીરી મરા શાદ દાર,
અબા સેહ્હતો હર મોરાદમ બર્‌આર.

૧૬. બુઢાપાના વખતમાં મને તંદરોસ્તી સાથે ખુશાલ રાખજે, અને મારી દરેક મુરાદ પાર પાડજે.

કે લોત્ફો કરમ ખાનેઅમ બા અયાલ,
કે હર ચીઝ આબાદ દારો કે માલ.

૧૭. તારી મહેરબાની અને બખશેશથી મારાં કુટુંબ કબીલાને, માલ મીલકતને બીજી દરેક ચીજો સાથે આબાદ રાખજે.

મરા બા ઝનો બચ્ચેઓ દુદમાન,
કે હર ગૂનેહ્ નીકીઓ રાહત રસાન.

૧૮. મને તેમજ મારાં બઇરી છોકરાં તથા કુટુંબને બધી રીતે તું નેકી તથા રાહત આપજે.

તો હરૂગેઝ બેસૂયે ગુનાહમ મબીન,
મરા જાય દેહ્ દર બેહેશ્તે બરીન.

૧૯. તું હરગેઝ મારા ગુનાહ તરફ ના જોતો, મને બુલંદ બહેશતમાં જગા આપજે.

હરાંન્ચે કુની બહ્રે મન અયે ખોદા,
દરાંનમ હમીશેહ્ બેબાદા રેઝા.

૨૦. અએ ખોદા! મારે માટે જેબી તું કરે, તે મને હંમેશાં સંતોષથી કબુલ હોજો

બે હર હાલ શોક્રત કુનમ બારબાર,
તવક્કોલ હમીશે કુનમ એખ્તેયાર.

૨૧. દરેક હાલતમાં હું ફરી ફરીને તારા શુકરાના કરૂં, અને હંમેશાં મારી ઉપર જેબી કાંઇ વીતે તેમાં તારી ઉપરનો ઇતબાર પસંદ કરૂં.

ખોદાયા મુનાજાતો ઓઝૂરમ પેઝીર,
બે હર દો જેહાંન શવ મરા દસ્તગીર.

૨૨. અએ ખોદા! આ બંદગી અને આજીજી ભરી અરજ તું કબુલ રાખ, બેઉ જેહાનમાં તું મારો મદદગાર થા.

## મુનાજાત ૭ મી (બેતોમાં.)

### દસ્તુર શેહેમર્દ મલેકશાહની જોડેલી.

એલાહી દેલમરા સફાઇ બેદેહ,
મને બીનવારા નવાઇ બેદેહ.

૧. અએ ખુદા! મારાં દીલને પાકીજગી આપ, મને ગુજરાન વગરનાને ગુજરાન આપ.

બે પયેગુલેએ ઝોલ્મત ઓફ્તાદેઅમ,
ઝે શયેતાન બેસદ શોબ્હત ઓફ્તાદેઅમ.

૨. હું ગફલતના અંધકારના ખુણાંમાં પડેલો છું, શયતાનથી હું એકસો વહેમ અને વસવસામાં પડેલો છું.

ઝે શયેતાન દેલમરા રેહાઇ બેદેહ,
બે રાહે ખુદમ રહ્નેમાઇ બેદેહ.

૩. શયતાનથી મારાં હૃદયને છુટકો આપ, અને મારા પોતાના માર્ગની રહેનુમાઇ કર.

દરૂજરા ઝે રગહાએ મન દૂર કુન,
દેલો દીદેઅમરા પોરઝ નૂર કુન.

૪. દરૂજને મારી રગોમાંથી દુર કર! મારાં હૃદય અને આંખો નુર ભરેલી કર.

મકુન દીવરા બર તનમ કામગાર,
મરા દસ્તગીરી કુન્ અયે કેરૂદેગાર.

૫. દેવને મારી ઉપર ફત્તેહમંદ ના કર, અને સર્વ શક્તિવાન ખોદા! તું મને મદદ કર.

દેલમરા મદેહ્ રહ્ સુયે હેર્સો આઝ,
બે લોત્ફો કરમ કારહાયમ બેસાઝ.

૬. મારાં દીલને અદેખાઇ અને લોભ તરફ રાહ ના આપ, તારી માયા અને બખશેશથી મારાં કામ પાર ઉતાર.

તો જાને મરા મહ્રમે રાઝ કુન,
દરે ફૈઝ બર્ રૂએ મન બાઝ કુન.

૭. તું મારા જાનને તારા ભેદથી માહેતગાર કર, તારી બેહદ બખશેશનો દરવાજો મારા ચહેરા ઉપર ઉઘાડ.

એલાહી તો દાની કે બીચારે અમ,
બે દામે દરૂજે સેતમકારે અમ.

૮. અએ ખોદા! તું જાણે છે કે હું લાચાર છું અને જુલમગાર દરૂજના ફાંદામાં છું.

ઝે દામે દદો દીવ બીરૂનમ આર,
કે પરૂવરૂદેગારીઓ આમોર્ઝેગાર.

૯. શીકારી જાનવર અને દેવના ફાંદામાંથી મને બહાર લાવ, કારણકે તું પરવરશી કરનાર અને માફ કરનાર છે.

એલાહી તો આગાહી અઝ કારે મન,
હમે દાની અહ્‌વાલો અસ્‌રારે મન.

૧૦. અએ ખોદા! તુંને મારાં બધા કામોની ખબર છે, અને મારા બધા ભેદો અને અહેવાલથી તું વાકેફ છે.

કે દર રાહે દીનત કમર બસ્તેઅમ,
ઉમીદઅઝ હમે ખલ્ક બોગસસ્તેઅમ.

૧૧. તારી દીનની રાહ ઉપર મેં કમર બાંધી છે, દુન્યાના લોકો તરફની ઉમેદ મેં તજી દીધી છે.

બે તો દારમ ઓમ્મીદ અયે દાદગર,
કે ઓમ્મીદ મારા રસાની બેસર.

૧૨. અએ દાદગર! હું તારી ઉપર ઉમેદ રાખું છું કે હમારી ઉમેદ તુંજ બર લાવશે.

---

## મુનાજાત ૮ મી (બેતોમાં.)

### દસ્તુર જામાસ્પજી આશાજીની જોડેલી.



એલાહી સીનેઅમરા પોર સફા કુન,
બેરૂયે દેલ દરે તસ્દીક વા કુન.

૧. અએ ખોદા! મારાં અંતઃકરણને સફાઇ ભરેલું કર, સચાઇનો દરવાજો મારા તરફ ઉંઘાડો કર.

એલાહી મન્તેકમરા, નૂશ-ઝાઇ,
બે બખ્શીઓ કુની મત્લબ રવાઇ.

૨. અએ ખોદા! મારી ઝબાન અને બોલવાની છટાને મીઠાશ બખશ, અને મારી મતલબ પાર ઉતાર.

એલાહી દીદએ નૂરે યકીની,
કરામત કુન બે ઇન જૂયાએ દીની;

૩. અએ ખુદા! આ દીનની જુસ્તેજો કરનારને યકીનનાં નુરથી ભરપુર આંખો બક્ષ.

કે તા દીને બેહીરા ઊ શેનાસદ,
ઝે ગોમરાહીઓ દોરવંદી હેરાસદ.

૪. કે જેથી તે ભલી દીન પીછાણે, તથા ગુમરાહી અને દરવંદીથી બીહે.

**એલાહી બંદએ મેસ્કીનો રીશમ,**
**હમીશે મુન્ફએલ અઝ કારે ખીશમ.**

૫. અએ ખુદા! હું મિસ્કિન દુઃખી બંદો છું, હું મારાં પોતાનાં કામથી હંમેશા શરમીંદો છું.

**હમે કારે મરા પોર કેરૂફે સાઝી,**
**કે દર દારૈન બેયાબમ સરફરાઝી.**

૬. મારાં સર્વ કામોને સવાબવાળાં કર, કે જેથી આ અને પેલી બંને દુનિયામાં હું સરફરાઝી મેળવું.

**ઝે નૂરે ખુદ બેફ્રુન રઉશન ઝમીરમ,**
**ખેરદ રા સાઝ હરજા દસ્તગીરમ.**

૭. તારાં પોતાના નુરથી મારા મનને રોશન કર, દરેક ઠેકાણે ડહાપણને મારો મદદગાર કર.

**ઝે ખાનો માને મન અઝ પાક-બાઝી,**
**રેહે દીવો દરૂજ મસ્દૂદ સાઝી.**

૮. મારા ઘર અને કુટુંબ કબીલા આગળથી મનની પવિત્રાઇના પ્રતાપથી દેવ દરૂજની રાહ બંધ રાખજે.

**ચેનાન દર ચશ્મે શહ્વત ખાક રીઝી,**
**કે હરગેઝ નન્ગરદ સૂયમ બે તીઝી.**

૯. હવસની ચશ્મમાં તું એવી રીતે ધુળ છાંટ કે તે હરગેજ મારી તરફ શિતાબીથી આવેજ નહિ.

**હવસ અઝ સીનેઅમ પદ્રૂદ ગર્દાન,**
**મતાએ ખાતેરમ પોર સૂદ ગર્દાન.**

૧૦. મારાં હૈયાંમાંથી હવસને નાબુદ કર, મારાં મગજના ભંડારને ફાયદા ભરેલું કર.

**ગેરીબાનમ ઝે દસ્તે દીવે વારૂન,**
**રેહાનીઓ કુની બખ્તમ હોમાયુન.**

૧૧. મારાં ગળાંને ઉંધી ખસલતના દેવોના હાથમાંથી છોડવ, અને મારૂં નસીબ મુબારક કર.

**કુની દામાને મન પોર નૂશે નેઅ્મત,**
**નબાશદ અઝ કસીયમ બારે મેન્નત.**

૧૨. મારા ખોળાને સારી સારી ન્યામતોથી ભરેલો કર, કે જેથી કોઇના ઉપકારનો બોજો મારા ઉપર પડે નહિ.

**નદામતરા ઝ ઝૈલે મન બેશૂઇ,**
**બે આબે રહ્‌મતે અબ્રે નેકૂઇ.**

૧૩. મારી દામનમાંથી પસ્તાવાને, નેકીના વાદળાંના રહેમનાં પાણીથી ધોઇ નાખ.

**બે મગ્ઝે મન રસાન બૂયે મહુબ્બત,**
**કે નબ્વદ હીચ ગેહ્‌ ખાલી ઝ રાહત.**

૧૪. મારાં મગજમાં (તારી) મોહબ્બતની ખુશબો પહોંચાડ, કે તે (મગજ) કોઇબી વખતે શાંતી અને રાહતથી ખાલી રહે નહિ.

**ચેનાન ચશ્મે મરા પોર નૂર સાઝી,**
**કે હુર સૂ નન્ગરદ અઝ રૂયે બાઝી**

૧૫. મારી ચશ્મને એવી તો નુર ભરેલી કર, કે તે કોઇબી તરફ ઠેકડી અને ચેષ્ટામાં જોય નહિ.

**બે ગૂશમ એસ્તેમાએ વસ્ફે ખુદ દેહ,**
**સમાએ બાતેલ અઝ સમ્અમ બેરૂન નેહ.**

૧૬. મારા કાનને તારી સેતાયશ સાંભળનારા કર, મારા કાનમાંથી જુઠું અને બેહુંદુ સાંભળવું બહાર મુક.

**ચેનાન પોર ઝૌકે ઝેક્રત કુન ઝબાનરા,**
**કે નારદ જોઝ સનાએ તો બયાનરા.**

૧૭. મારી ઝબાનને તારી સિફત ગાવામાં એવો તો શોખ લગાડ, કે તારી સિફત શિવાય તે કશાંનું બ્યાન કરે નહિ.

**બે દસ્તમ કારો કેરદારે અશૂઇ,**
**બેદેહ્ તા બખ્શદમ બસ સોખરૂઇ.**

૧૮. મારા હાથોમાં નેકીનાં કામ આપ, કે જેથી તે મને આબરૂ અને ઇજત બક્ષે.

**હમીશે પાયે મન બર રાહે ખુદ દાર,**
**કે નન્માયદ મરા અઝ કજ-રવી ખાર.**

૧૯. હંમેશા મારા પગને તારી રાહ ઉપરજ રાખ, કે આડે રસ્તે ચાલવાથી મને કાંટો નહિ વાગે.

**એલાહી અઝ હમે અમ્શાસફંદાંન,**
**તો બહ્‌મનરા બેમન કુન બસ નેગેહ્‌બાન;**

૨૦. અએ ખોદા! બધા અમશાસ્પંદોમાંથી બહમન અમશાસ્પંદને મારો નીઘેહબાન કર.

**કે દાદમ દર યદશ સર રેશ્તેએ કાર,**
**કે તા દારદ મરા હુમવારે બીદાર.**

૨૧. કારણકે મેં મારાં કામની દોરી તેના (બહમનના) હાથમાં મુકી છે, કે જેથી તે મને હંમેશા બીદાર રાખે.

**દરીન ગીતી બેનાઝા નેઅ્મતો કામ,**
**દેહદ ઓમ્રે મરા નીકૂ સરંજામ.**

૨૨. આ દુનિયામાં તે (બહમન) મને બખશેશ અને ન્યામત આપે, તથા મારી ઇચ્છા પાર પાડે, અને મારી જીંદગીનું સેવટ સારૂં આપે.

**ચુ ઝીન જા જામે ઓમ્રે મન શવદ પોર,**
**મરા અઝ કેફેઁ બખ્શદ કીસે પોર દોર.**

૨૩. જ્યારે આ દુન્યામાં મારી જીંદગીની જામ ભરાઇ જાય, ત્યારે તે (બહમન) મને સવાબના બદલાની મોતીથી ભરેલી ઠેલી બખશે.

**રવાનમરા ઘની સાઝદ અઝાન ગંજ,**
**રેહાનદ અઝ અઝાબો મેહનતો રંજ.**

૨૪. મારાં રવાનને તેના (સવાબના બદલાના) ગંજથી તવંગર કરે, તે મને દુઃખ મહેનત અને રંજથી છોડવે.

**દમે આખેર બે બાલીને મન્ આયદ,**
**રવાનમરા રહે જન્નત નેમાયદ.**

૨૫. મારી જીંદગીની છેલ્લી પળે તે (બહમન) મારા તકીયા આગળ આવે, અને મારાં રવાનને બહેશ્તનો દરવાજો દેખાડે.

**બે બખ્શદ સેહ્હતે ઇમાન રવાન્રા,**
**બરદ્ અઝ કાલેબમ ખશનૂદ જાન્રા.**

૨૬. તે (બહમન) મારાં રવાનને ઇમાનની મજબુતાઇ બખશે, તથા મારાં કાલબુદમાંથી મારા જાનને ખુશનુદ થયલો લઇ જાય.

**બર્ આયદ ચુન ઝે કાલેબ રૂહો જાનમ,**
**પતેત રૂઝી નેમાયદ બર ઝબાનમ.**

૨૭. જ્યારે કાલબુદમાંથી મારૂં રૂહ તથા જાન બહાર આવે, ત્યારે મારી ઝબાન ઉપર પતેતનો હિસ્સો તે મને એનાયત કરે.

**બેયારદ હૂશો દાનેશરા બેસૂયમ,**
**અષેમ સાઝદ રવાન અઝ મૂ બેમૂયમ.**

૨૮. તે વખતે તે હોશ અને અકકલને મારી તરફ લાવે, અને બાલે બાલમાંથી "અષેમ"ના કલામ જારી કરે.

બે ચેષ્મે આન અષેમ સાઝદ હેલમ શાદ,
રવાનમ્રા કુનદ્દ અઝ કેર્દે આબાદ.

૨૯. તથા "અષેમના" કલામના પ્રતાપથી મારૂં હૃદય ખુશાલ કરે,

સરૂશે પાકરા હમરાહ આરદ,
રવાનમરા બે દસ્તે ઊ સેપારદ.

૩૦. પાક શરોષ યઝદને પોતાની સાથે લાવે, અને મારાં રવાનને તેના હાથમાં સોંપે.

કે તા સે રૂઝો શબ બાશદ નેગેહ્દાર,
નયારદ દીવ બર મન હીચ આઝાર.

૩૧. કે જેથી ત્રણ દિવસ અને રાત તે મારાં રવાનનું રક્ષણ કરે, તથા દેવ મારી ઉપર કંઇ દુઃખ લાવે નહિ.

બે બામે ચારેમીન તા ચેન્વદ પોલ,
બરદ આસાન બે સાને દસ્તેએ ગોલ.

૩૨. ચોથા દહાડાની બામદાદે તે ચીનવદ પુલ ઉપરથી ફુલના તોરા માફક મારા આત્માને આશાનીથી લઇ જાય.

બે પીશે મેહૂરે દાવર હાલે મારા,
કુનદ રૌશન હમાન અફ્આલે મારા.

૩૩. મહેર દાવર (ઇનસાફ કરનાર)ની સનમુખ મારી હાલત તથા મારાં સર્વે કામો ખુલ્લાં કરે.

કે ગરૂચે આજેઝો મેસ્કીનો રીશસ્ત,
પરસ્તારે હમાન મઅ્બૂદે ખીશસ્ત.

૩૪. (એવું કહીને) કે "જો કે આ ઇનસાન આજેજ, મિસ્કિન અને જખમી દિલનો છે, તોપણ તે પોતાના ખોદાની પરસ્તેશ કરનારો છે."

બે બોર્મશ મી રસાન તો અફ્વે યઝદાન,
સવાબી દર હેસાબશ દેહ્ બેદીન્સાન.

૩૫. તેથી તેના ગુનાહોને ખોદાતાલા તરફથી માફી તું બખશાવ, અને આ રીતે (ખોદાતાલાની માફી બખશાવીને) તેની કરણીના હિસાબમાં બદલો બખશ.

કે તા દર બારૂગાહે લાયઝાલી,
ન શર્મેદે રવદ બા દસ્તે ખાલી.

૩૬. કે જેથી અનંત ખોદાની દરગાહમાં શરમીંદો થઇને ખાલી હાથે તે જાય નહિ.

**વઝાન્ જા તા ગોરોસ્માનમ રસાનદ,**
**બે જન્નત રૌઘને મીનૂ ચશાનદ.**

૩૭. અને ત્યાંથી ગરોથમાન બહેશત સુધી તે મને પહોંચાડે, અને બહેશતમાં મીનોઇ ઘી મને ચખાડે.

**રવાનમ્રા બે દસ્તે હુક સેપારદ,**
**વઝાન્ પસ દસ્તે ખદ અઝ્ મન બેદારદ.**

૩૮. મારાં રવાનને ખોદાના હાથમાં સોંપે અને ત્યાર પછી મારી ઉપરથી પોતાનો હાથ ઉઠાવે.

**ખોદાવંદા બે હુક્કે દીને ઝરૂતોશ્ત,**
**નસાઝી હર્ફે મારા જાયે અંગોશ્ત.**

૩૯. અએ ખોદા! જરતોસ્તની બરહક દીનને ખાતર મારા હરફ અને કલામો ઉપર કોઇની નુકતેચીની અને ખામા શોધવાની આંગળી દેખાડે નહિ.

**દેલમ્રા રાસ્તી-અંદીશેહ્ ગર્દાન,**
**દોઆયમ્રા એજાબત-પીશે ગર્દાન.**

૪૦. મારાં હૃદયને રાસ્ત વિચાર કરતું કર, મારી બંદગીને તારાથી માન્ય રાખવા લાયક કર.

**ઝે આઘાઝે વોજૂદમ તા બે અંજામ,**
**હુમે અહ્વાલે મા કુન ખૂબ-ફર્જામ.**

૪૧. મારી હૈયાતીની શરૂઆતથી તે સેવટ સુધીનો મારો તમામ અહેવાલ સારાં સેવટનો બનાવ.

**નેગેહ્બાનમ બેકુન અમ્શાસફંદાંન,**
**કે બાશમ રૂઝો શબ શાદાનો ખંદાન.**

૪૨. અમશાસ્પંદોને મારા નેઘેહબાન કર, કે જેથી રાત દિવસ હું ખુશાલ તથા હસતા ચહેરાનો રહું.

**ખોદાયા દુસતાનમ શાદ દારી,**
**હુમે ઘમહાયે શાન બરૂબાદ દારી.**

૪૩. અએ ખોદા! મારા દોસ્તોને ખુશાલ રાખ, તેઓના સર્વ ગમનો નાશ કર.

**નેકૂ-રહ્ દુશ્મનાનમ્રા નેમાઇ,**
**કે શાન દારન્દ બામા દેલ-સફાઇ.**

૪૪. મારા દુશ્મનોને પણ નેક રાહ દેખાડ કે જેથી તેઓ મારા તરફ સાફ દીલ રાખે.

**મરા દેહ દાયેમન આન અર્જમંદી,**
**કે ગરદદ મુશ્કેકમ બખ્તે બલંદી.**

૪૫. મને હંમેશ સુધી તે દરજ્જો અને લાયકાત આપ, કે જેથી બુલંદ નસીબો મારો મહેરબાન મિત્ર થાય.

**બે જૂયમ દર જેહાંન ખશનૂદિયે તો,**
**બે ગૂયમ દાયેમન મજ્બૂદિયે તો.**

૪૬. હું આ દુન્યામાં તારી ખુશનુદી શોધું, (તથા) હંમેશાં તારી ખોદાઇની ભક્તિ કરૂં.

**ચેનાન ઝેકે તોઅમ મુનેસ નેમાઇ,**
**કે હરૂ જા સાઝદમ મુશ્કેલ-ગુશાઇ.**

૪૭. તારાં વખાણ અને યાદને તું એવી રીતે મારા મિત્ર કર કે દરેક જગાએ તે મારી મુશકેલી દૂર કરે.

---

## મુનાજાત ૯ મી (બેતોમાં)

**દસ્તુર દારાબ પાહાલનની બનાવેલી હર વેળાએ યઝદાંતાલાના શોકરાના ગુજારવા બાબતની,**



**સેપાસત સદ હઝારાંન અયે ખોદાયા,**
**બેદીને મઝદિયસ્‌ની રહનેમાયા.**

૧. અયે માઝદયસ્‌ની દીન તરફ રહેનુમાઇ કરનારા ખોદા! હું તારા હજારો હજાર શુક્રાના કરૂં છું.

**નમૂદી દીન ફેરેસ્તાદી તો ઝરતોશ્ત,**
**સલામે મન બરૂ બર આલશો પોશ્ત.**

૨. તેં દીન દેખાડી અને જરતોસ્તને તેંજ મોકલ્યો, જરતોસ્ત ઉપર તેમજ તેની આલ ઓલાદ ઉપર દુવા સલામ હોજો!

**બેદીને બેહ તો ખુદ કર્દી સેરેશ્તમ,**
**હમાન દાદી તો ઓમ્મીદે બેહેશ્તમ.**

૩. તેજ ભલી દીનમાં તેં મને જન્મ આપ્યો, તેમજ તેં મને બહેશ્તની ઉમેદ આપી.

**સેપાસે તો ઝે હર મુઇ ફેઝુનસ્ત,**
**ઝબાન ગર સદ બુવદ ઝાન હમ બેરૂનસ્ત;**

૪. તારી સેપાસ ગુજારી દરેક બાલ કરતાં પણ વધારે છે, અગર જો હું એકસો ઝબાન ધરાવતે તોપણ તારી સેપાસગુજારી થઇ શકતે નહિ.

કે જાન દાદીઓ રૂઝી હમ નેહીદી,
બે સદ લઝૂઝત તો નેઅ્મત આફ્રીદી.

૫. કે તેં મને જાન બખશયો, અને વળી દરરોજની રોજી પણ આપી, તેં સો લહેજત સાથની ન્યામતો પેદા કીધી.

બે હર યક દાને સદ શોક્ત ગુઝારમ,
ઝે ફૈઝે તો હમી ઓમ્મીદવારમ,

૬. તેં આપેલા અનાજના દરેક દાણા માટે હું તારા સો શુકરાના કરૂં છું, હું તારી બખશેશ માટે ઉમેદવાર છું.

સેપાસ્ અઝ જાન સેપાસ્ અઝ જાન સેપાસત,
હઝારાંન હમ્દ અઝ હદ બીકયાસત.

૭. હુ દીલોજાનથી તારા શુકાના કરૂં છું, હજારો હજાર બેશુમાર તારી સેપાસ ગુજારી કરૂં છું.

હમી ખાહમ ઝે તો અયે પાક યઝદાંન,
કે અઝ મોઝૂદ સેપાસે તો બે ગૈહાંન,
મરા અઝ કૂદકી તા હમ જવાની,
અઝીન હમ તા બે પીરી ઝેંદગાની,
બે ફૂર્રોખ નેઅ્મતે ખુદ બોગઝરાની,
બે ઓમ્રો દૌલતો હમ કામરાની.

૮-૯-૧૦. અએ પાક યઝદાન! હું તારાથી એ ખાહેશ રાખું છું કે તારી સેપાસ ગુજારીના બદલામાં તું મને બચપણથી તે જુવાની સુધી, અને જુવાનીથી તે બુઢાપા સુધી મારી જીંદગી તારી મુબારક ન્યામતો સાથે, તેમજ લાંબી ઉમર તથા દોલત અને આબાદી સાથે પસાર કરાવે.

બોસૂસ દમન ગહે પીરી તો દારી,
બે ફૂર્ઝેંદો ઝનમ બખ્શી તો યારી.

૧૧. ખાસ કરીને બુઢાપાના વખતમાં તું મને સલામત રાખે, તથા મારા બૈરી છોકરાંને યારી બખશે.

અઝાન ગૂયમ સેપાસે તો મન્ અઝ જાન,
બે ઓમ્મીદી કે બખ્શીઅમ ગોરોસ્માન.

૧૨. દીલોજાનથી હું તારી સેપાસ ગુજારી કરૂં છું, એવી ઉમેદથી કે તું મને ગરોથમાન બહેશત આપે.

# મુનાજાત ૧૦ મી (બેતોમાં)

## દસ્તુર શાપુરજી માણેકજી સનજાણાની.

ખોદાવંદા ઓમીદમરા રવા કુન.
મરા બર દીને ઝરતોશત આશના કુન.

૧. અએ ખોદા! મારી ઉમેદ પાર પાડ, અને જરતોસ્તી દીનથી મને પુરેપુરો માહીતગાર કર.

ખોદાવંદા ઘરીબો નાતવાનમ,
બે કુન રહ્‌મત અબર રૂહો રવાનમ.

૨. અએ ખોદા! હું ગરીબ અને નાતવાન છું, મારાં રૂહ તથા રવાન ઉપર રહેમ કર.

ખોદાવંદા ચુ હસ્તમ બસ ગુનેહ્‌કાર,
મરા અઝ દસ્તે અહ્‌રીમન નેગેહ્‌દાર.

૩. અએ ખોદા! જ્યારે હું પુર ગુનેહગાર છું, તેથી એહેરેમનના હાથથી મારૂં રક્ષણ કર.

ખોદાયા બીનવાયમ રૂઝીહા બખ્શ,
ઝે હેક્‌મતહાએ ખુદ તનરા સફા બખ્શ.

૪. અએ ખોદા! હું ગુજરાનના સાધન વગરનો છું, માટે મને દરરોજની રોજી આપ, તારાં ડહાપણથી મારા તનને પાકીજગી બખશ.

ખોદાયા, કેરૂદેગારા, પાક-દીના,
હમીશે રૂહો જાનમરા નગીના,

૫. અએ પાક દીનના પેદા કરનાર ખોદા! અને અએ હંમેશાં મારાં રૂહ તથા જાનને એક અમુલ્ય નંગ જેવા!

મનમ મેસ્કીન તોઇ પરૂવરદેગારા,
નેકૂ દીનરા તો કર્દી આશકારા.

૬. હું મિસ્કિન છું, તું પરવરશી કરનાર છે, ભલી દીનને તેંજ આશકારા કીધી.

બે હર હાલત તોરા ખાનમ હમીશેહ,
મરા હર જા બેદારી રાસ્ત પીશેહ.

૭, દરેક સ્થિતિમાં હંમેશાં હું તુંનેજ યાદ કરીશ અને બોલાવીશ, મને દરેક જગાએ સાચો અને એક માર્ગી રાખ.

દરીન દુન્યા શુદમ નાચારો પોરં ઘમ,
ઝે ફઝૂલે ખુદ મરા કુન શાદો ખોર્રમ.

૮. આ દુન્યામાં હું લાચાર તથા ગમથી ભરપુર છું, તારી મહેરબાનીથી મને ખુશાલ તથા ખુશી રાખ.

બે દર્ગાહત બેનાલમ મન શબો રૂઝ,
મોરાદે મન રસાન અયે પાકો પીરૂઝ.

૯. રાત દિવસ હું તારીજ દરઘાહમાં આજીજીથી વિલાપ કરૂં છું, માટે અએ પાક ફત્તેહમંદ દાદાર! મારી મુરાદ પાર પાડ!

ઝે વારૂનીએ દીવાન દૂર દારી,
ઝે મન અહ્રીમના રંજૂર દારી.

૧૦. દેવોનું ઉંધાપણું તથા આડે રસ્તે દોરવવું મારાથી દુર રાખ, મારાથી અહેરેમનને દુઃખી અને કંટાળેલો રાખ.

કે અઝ બાદે સમૂમો અઝ ખેઝાંની,
નરીઝાની ઝે મન બર્ગે જવાંની.

૧૧. હાની કારક ગરમ પવન તેમજ પાનખર રૂતુના પવનથી મારી જીંદગીનાં પાંદડાંને ખેરવી નાખતો ના.

કુની મઅ્મૂર અઝ બાદે અશૂઇ,
કઝાન ખોર્રમ શવમ બા સોર્ખરૂઇ.

૧૨. અશોઇના પવનથી મને ભરપુર કરજે, કે જેથી હું સુર્ખરૂ ચહેરા (આબરૂ) સાથે ખુશાલ થાઉં.

ઝે નઝૂદમ દૂર સાઝી હાસેદાનરા,
રસાની પીશે પાકાન અયે ખોદાયા.

૧૩. અએ ખોદા! અદેખાઓને મારી નજદીકથી દૂર રાખ, તથા અશો લોકની નજદીક મને પહોંચાડ!

દરીન ગીતી મરા મશ્હૂર સાઝી,
બે જન્નત બર રવાનમ કુન નવાઝી.

૧૪. આ દુન્યામાં મને નામાંકિત કર, તથા મારાં રવાન ઉપર બહેસ્તની નવાજેશ કર.

બે દર્ગાહત કુનમ્ અયે હક મુનાજાત,
કોબૂલશા કુન તો અયે કાઝીએ હાજાત.

૧૫. અએ ખોદા! હું તારી દરઘાહમાં બંદગી ગુજારૂં તે, લોકોની સઘળી હાજત પુરી પાડનારા અય સાહેબ! તું કબુલ રાખ.

# મુનાજાત ૧૧ મી (બેતોમાં)

**દસ્તુર જરતોસ્ત બેહેરામની બનાવેલી.**

અયા દાદારે ગેહાન, પાકો બીદાર,
તોઇ દાનાઓ બીના, રાદે બેસ્યાર.

૧. અએ દુન્યાના પેદા કરનાર પાક અને બીદાર સાહેબ! તું દાનાવ, દીઘ દ્રષ્ટિવાળો, તથા ઘણોજ ઉદાર છે.

તોઇ શાહી કે મુલ્કત બીઝવાલસ્ત,
તોઇ દાના કે એલમત બર કમાલસ્ત.

૨. તુંજ એવો પાદશાહ છે, કે તારી પાદશાહી નહિ નાશ પામે એવી છે, તુંજ એવો દાનાવ છે, કે તારૂં જ્ઞાન તદન સંપુર્ણ છે.

તોઇ કાદર કે બી તો કોદ્રતી નીસ્ત,
તો હાકેમ બરીન બર શોબ્હતી નીસ્ત.

૩. તુંજ સર્વ શકિતવાન છે, કારણકે તારા વગર શકિત જેવું બીજું કાંઇ નથી; તું બુલંદ રાજ કરનાર છે, તે વિષે કાંઇ શક જેવું નથી.

યગાંને પાકો કાદેર પાદેશાહી,
દેહુમ બર કોદ્રતો એલમત ગવાહી.

૪. તુંજ એકલો પાક, અને સર્વ શકિતવાન પાદશાહ છે, તારી સર્વ શકિત તથા એલમની હું ગવાહી આપું છું.

મનમ મેસ્કીન તોઇ દાદારે યઝદાંન,
તોઇ દાના મનમ દેલ-કૂરે નાદાંન.

૫. હું મિસ્કિન છું, તું ઇનસાફ કરનાર યજદતાલા છે; તું દાનાવ છે, હું નાદાન આંધળાં દાલનો છું.

કુનમ ખોસ્તૂ બે પાકીઓ ખુદાઇત,
નદારમ કાર બા ચૂનો ચેરાઇત.

૬. તારી પાકીજગી તથા ખોદાઇ દાવો હું કબુલ રાખું છું, તારા ગુણ અને ખાસીઅતના ભેદ સમજવાની બેઅદબો સાથે મને કાંઇ કામ નથી.

બે બખ્શાયમ કે હસ્તમ બસ ગુનેહકાર
ઝે મન પૂઝેશ પેઝીર અએ પાક દાદાર.

૭. અએ પાક પેદા કરનાર! મારા ગુનાહ માફ કર, કારણકે હું તદન ગુનેહગાર છું, અને મારી મારી તું કબુલ રાખ.

# મુનાજાત ૧૨ મી (બેતોમાં.)

**દસ્તુર જરતોશત બેહેરાંમની બનાવેલી.**



મન એમરૂઝ ખાહુમ મદદ ઝાન ખોદા,
કે ઊ હસ્તો બૂદો બુવદ દાયેમા.

૧. હું આજે તે ખોદા તરફથી મદદ ચાહું છું, કે જે હંમેશાં છે, હતો અને રહેશે.

ખોદાવંદે દાનાઓ પરૂવરદેગાર,
તવાનાઓ દારન્દેઓ કેરૂદેગાર.

૨. તે દાનાવ, પરવરશી કરનાર, સર્વ શકિતવાન, સંભાળનાર ખોદા છે.

ખોદાવંદે હફત્ આસમાનો ઝમીન,
બરારનદેએ અર્શો ચર્ખે બરીન.

૩. તે સાત આસમાન તથા જમીનનો માલીક છે, તે સૌથી બુલંદ બહેશત, તથા બુલંદ આકાશને હસતીમાં લાવનાર છે.

ખોદાવંદે અક્લો ખોદાવંદે જાંન,
ફેરૂઝંદેએ ગૂને ગૂન અખ્તરાન.

૪. તે અકકલનો અને જાનનો માલીક છે, તે તરેહવાર સેતારાઓને રોશન કરનાર છે.

ખોદાવંદે બખ્શંદેઓ દાદગર,
ઝે બખ્શાયશે ઊ બેમા બર અસર.

૫. તે ગુનાહ માફ કરનાર ઇનસાફી ખુદા છે, જેની મહેરબાની અને બખશેશની અસર આપણા ઉપર છે.

કે ઊ દાદ માન અક્લો હુશો ખેરદ,
કે તા બાઝ દાનીમ અઝાંન નીકો બદ.

૬. કારણકે તેણે આપણને અકકલ, હોંશ, તથા ડહાપણ આપ્યાં કે જેથી આપણે નેકી અને બદીને બરાબર પીછાણીએ.

અઝાંન પાક યઝદાંન બેખાહુમ મોરાદ,
બરાવર ખોદાયા, દેલમ કુન તો શાદ.

૭. તે પાક યઝદાં પાસેથી હું મુરાદ માગું છું તે અએ ખુદા! તું બર લાવ તથા મારાં દીલને ખુશી કર!

બરત આશકારાસ્ત રાઝે દેલમ,
રસાન્ આંન સરંજામો હર મુશ્કેલમ.

૮. મારાં દીલનો ભેદ તુંને જાહેર છે, તેને તેમજ મારી દરેક મુશકેલીને સરંજામ ઉતાર.

# મુનાજાત ૧૩ મી ( બેતોમાં. )

## દસ્તુર જરતોશ્ત બેહેરામની જોડેલી.

——:o:——

બે હસ્તીઅત ખોદાયા બીગમાનમ,
બે દીને ઝરતોશે એસ્ફેન્તમાનમ.

૧. અએ ખુદા ! તારી હસ્તીને માટે બીગુમાન છું, અને સ્પીતમાન જરતોસ્તની દીન પર ચાલનારો છું.

મરા બાદા બેહેશ્ત અઝ શૌકે નામશ,
ખોદાયા રૂઝીએ મા કુન મકામશ.

૨. તેનાં નામની મારી શીદાગીરીથી મને બહેશત હોજો ! અએ ખુદા ! તેનું મુકામ હમારૂં નસીબ અને રોજી કર.

ખોદાવંદા ચેનીન જાયો ચેનીન કામ,
કુની તો રૂઝીએ ઇન બંદે માદામ.

૩. ઓ ખુદાતાલા, આવો દરજ્જો (જરથોસ્ત સાહેબ આગળ મુકામ) અને આવી મારી ઇચ્છાને હંમેશાં આ બંદાનું નસીબ કર.

ખોનોક્ આન કસ કે દર દીન અર્જમંદસ્ત,
કઝીન સાન જાયેગાહે ઉ બલંદસ્ત.

૪. સુખી તે શખસ છે, જે દીનમાં ચઢીયાતા દરજ્જાનો છે, કે આ રીતે તેનું મુકામ અને દરજ્જો બુલંદ હોય છે.

સેપાસ્ ઇઝદ કે દારમ દીને યઝદાન,
મનમ બેહ્દીન નયમ દૂરવંદે નાદાન.

૫. ખોદાના શુક્રાનાં ! કે હું યઝદાનની દીન ધરાઉ છું, હું ભલી દીન પાળનાર છું, હુ અભણુ દરવંદ નથી.

સેપાસ્ ઇઝદ કે રાહે રાસ્ત બેન્મૂદ,
ઝે જાને મા કઝીઓ કાસ્ત ફર્સૂદ.

૬. ખોદાના શુક્રાનાં કે તેણે સીધો માર્ગ દેખાડયો, અને આપણા જાનમાંથી લુચ્ચાઈ અને જુઠાપણું દુર કીધું.

સેપાસ્ અઝ તો ખોદાયા બીશુમારાન,
ફેઝૂન્ અઝ રીગો બર્ગો કત્રે બારાન;

૭. ઓ ખોદા ! હું તારા શુક્રાના રેતી, પાદડાં અને વરસાદનાં કતરાથી પણ જ્યાદા અને બેશુમાર કરૂં છું.

કે એન્મૂદી એમા રાહે બેહીન દીન,
ફરેસ્તાદી અશો ઝરૂતોશ્તે બેહ્દીન.

૮. કે સૌથી ભલી દીનની રાહ તેં હમને દેખડાવી, તથા ભલી દીનવાળા અશો જરતોસ્તને મોકલ્યો.

ઝે રંજે દૂઝખો સખ્તીએ નાકામ,
નેગેહ્દારી ખોદાયમ તા બે અંજામ.

૯. અએ ખુદા! દોજખથી, તથા નહિ ઇચ્છા જોગ સખતીના રંજથી, મને સેવટ સુધી સંભાળજે.

ઝે રાહે દીવો અહ્રીમન કુનમ દૂર,
બરફૂરૂઝ અઝ રહે દીન દર દેલમ નૂર.

૧૦. દેવ તથા એહરેમનના રાહથી તું મને દુર કર, ભલી દીનથી મારાં હૃદયમાં નુર રોશન કર.

ગનામીનો શેકસ્તો ઝદ ઝે મન બાદ,
શેકસ્તે દીવો ફૌઝે અહ્રેમન બાદ.

૧૧. મારી આગળથી ગનામીનો શેકસ્ત પામેલો તથા મારેલો થજો; દેવ તથા અહેરેમનનું લશ્કર હારેલું થજો.

ઝે મન દર દીનો દુન્યા બાદ મક્સૂદ,
ખુદા અમ્શાસ્ફંદાંન જુમ્લે ખશ્નૂદ.

૧૨. દીન તથા દુન્યામાં મારી ધારેલી મકસદ પાર પડો, તું ખોદા પોતે અને બધા અમશાસ્પંદો મારાથી ખુશનુદ હોજો.

હમે કેરૂદારે મન યશ્તો યઝેશ બાદ,
હમે નીકીઓ રાદી હમ કુનેશ બાદ.

૧૩. મારી તમામ રીતભાત યશ્ત પઢવાની અને ઇજશ્નેનીજ હોજો! મારાં તમામ કામો નેકી અને સખાવતનાંજ હોજો!

મબાદા કારે મન જોઝ કેર્ફે હમવાર,
ઝે કેરૂદારમ શવદ ખશ્નૂદ દાદાર.

૧૪. એવું નહિ થાય કે હમેશાં મારાં કામ સવાબ શિવાય બીજાં કાંઇ હોય, કે જેથી દાદાર અહુરમઝદ મારી રીતભાતથી ખુશનુદ થાય.

બે ગીતી દર નેકૂઇ દાર રાહમ,
બે મીનૂ બાશ હમ પોશ્તો પનાહમ.

૧૫. આ દુન્યામાં મને નેકીના રાહ ઉપર રાખ, અને મીનોઇ દુન્યામાં પણ તું મારો મદદગાર થા, અને પનાહ આંપ.

બવમ તા દર જેહાંન બએ પાક યઝદાંન,
દેલો દીનો રવાનમ પાક ગર્દાન.

૧૬. અએ પાક ખોદા! જ્યાં સુધી હું આ દુન્યામાં હોઉં, ત્યાં સુધી મારૂં અંતઃકરણ દીન તથા રવાન પાક રાખજે.

હમીશે દૂર દાર અઝ હર ગુનાહમ,
સુયે નીકીઓ દીન બેન્માય રાહમ.

૧૭. હંમેશાં મને દરેક ગુનાહથી દુર રાખજે, નેકી તથા દીન તરફ મને રસ્તો બતાવજે.

હમે કારમ નેકૂ બાદા 'અશોઈ,'
હમે દૂર અઝ બદીઓ 'આશમોઇ'.

૧૮. મારાં દરેક કામ ભલાં અને અશો હોજો, મારાં દરેક કામ બદીથી તથા આશમોગી (ઠગાઇ, નાપાકી)થી દૂર હોજો.

બે ગીતી ખૂબ ગર્દાન ફહુમો વીરમ,
બે મીનૂ બાશ યારો દસ્તગીરમ.

૧૯. આ દુન્યામાં મારી સમજશકિત, તથા યાદદાસ્તશકિત ઉત્તમ કરજે, મિનોઇ દુન્યામાં મારો મિત્ર તથા મદદગાર થજે.

ઝે દીન બાદા રવાનમ શાદો ખંદાન,
ઝે મન ખોશ્નૂદ બાદ અમ્શાસફંદાન.

૨૦. (જરતોસ્તી) દીનથી મારૂં રવાન ખુશાલ તથા આનંદી હોજો! અમશાસ્પંદો મારાથી ખુશનુદ થજો!

ખોદાયા ઍંદે તા મન દર જેહાનમ.
ઝે બદ્દહા દૂર કુન દેલ બા ઝબાનમ.

૨૧. અએ ખુદા! જ્યાં સુધી આ દુન્યામાં હું જીવતો રહું, ત્યાં સુધી બદીઓથી મારાં અંતઃકરણ તથા ઝબાનને દુર કરજે.

હમીશે કૈર્ફેઓ નીકીઓ રાદી,
ઝે મન બાદો, બેકામમ્ બાદ શાદી.

૨૨. હંમેશાં મારાથી સવાબનાં કામો, નેકી તથા સખાવત હોજો, મારી, ઇચ્છા મુજબ મને સુખ મળજો.

બે ગાહે દર્ ગુઝશતન ઝીન જેહાનમ,
અશેમ વોહૂ રવાન કુન બર ઝબાનમ.

૨૩. આ દુન્યામાંથી કુચ કરવાને વખતે મારી ઝબાન ઉપર "અષેમ વોહુ"ના કલામો જારી રાખજે.

ચુ ઑહુમ રફ્તે બીરૂન મન ઝે ગીતી,
રવાન કુન બર ઝબાને મન પતેતી.

૨૪. આ દુન્યામાંથી હું બહાર જાઉં ત્યારે મારી ઝબાન ઉપર પતેત જારી કરજે.

રવાન્ અઝ તન ચુ બર્દારી ઓ મીરમ,
સરૂશે પાક ગર્દાન દસ્તગીરમ.

૨૫. જ્યારે મારા તનમાંથી જીવ તું ઉપર લઇ લે, અને હું મરી જાઉં, ત્યારે પાક શરોષને મારો મદદગાર કરજે.

ફરૂહર જોમ્લે બા અમ્શાસપંદાન,
પનાહુમ સાઝો બેર્હાન અઝ દમન્દાન.

૨૬. તમામ ફરોહરોને અમશાસ્પંદો સાથે મારૂં રક્ષણ કરનારા કરજે, અને દોઝખથી મારો છુટકારો કરજે.

સરૂશે પાકરા ફર્માય દાદાર,
કે તા બાશદ રવાનમરા નેગેહ્દાર.

૨૭. અય દાદાર! પાક શરોશને ફરમાવજે કે તે મારાં રવાનનો નેગેહદાર થાય.

ચુ દાયેહ્ બર મન ઊરા મેહ્રબાન કુન,
રવાનમરા હમીશે પાસબાન કુન.

૨૮. એક (બચ્ચાંને ધવાડનાર) દાયાની માફક તેને મારા ઉપર માયા રાખનાર અને મારાં રવાનની હંમેશાં પાસબાની કરનાર કરજે.

---

## મુનાજાત ૧૪ મી (બેતોમાં.)

### દસ્તુર જરતોશ્ત બેહેરાંમની જોડેલી.



મોરાદે દેલ બેખૉહુમ ઝાન 'ગરોગર',
કે ઊ હસ્તઝ હમે અફ્લાઓ બર્તર.

૧. તે અહુરમઝદ તરફથી હું દીલની મુરાદ ચાહું છું કે જે સઘળાઓ કરતાં બુલંદ અને વધારે ચઢિયાતો છે.

ખોદાવંદી કે બીચૂનો-ચેગૂનસ્ત,
ખોદાવંદી કે બીમેસ્લો નમૂનસ્ત.

૨. તે ખુદા છે કે જેની બરોબર કોઇ નથી, તે ખુદા કે જે બે-મીસાલ અને બે-નમુનાનો છે.

ખોદાવંદી કે પાકો વીઝેહ નૂરસ્ત,
ખોદાવંદી કે અઝ હર ઝોલ્મ દૂરસ્ત.

૩. તે ખુદા છે કે જે પાક અને સ્વચ્છ નુર ધરાવે છે, તે ખુદા કે જે ફરેક જુલમથી દુર છે.

ખોદાવંદી કે દોન્યા આફ્રરીદસ્ત,
ખોદાવંદી કે આલમ પરૂવરીદસ્ત.

૪. તે ખુદા છે કે જેણે દુન્યા પેદા કીધી છે, તે ખુદા છે કે જે દુન્યાની સંભાળ કરનારો છે.

ખોદાવંદી કે મારા રૂહો દીન દાદ,
ખોદાવંદી કે અકલે દૂર-બીન દાદ.

૫. તે ખુદા કે જેણે આપણુને આત્મા તથા દીન આપ્યાં, તે ખુદા છે કે જેણે દિર્ધદ્રષ્ટિવાળી અકકલ આપી.

ખોદાવંદી કે ગરૂદૂન કર્દ ગર્દાન,
ખોદાવંદી કે ફર્દસ્ત ઊ ઝે ફર્દાન.

૬. તે ખુદા છે કે જેણે આકાશને ફરતું કીધું, તે ખુદા છે કે જે બીનહરીફ એકજ છે.

ખોદાવંદી કે ગરૂદૂનરા રવેશ દાદ,
ખોદાવંદી કે મારા પરૂવરેશ દાદ.

૭. તે ખુદા! કે જેણે આકાશને ગતી આપી, તે ખુદા છે કે જેણે આપણુને પોષણુ આપ્યું.

ખોદાવંદી કે કામશ રાસ્તી અસ્ત,
ખોદાવંદી કે દૂરૂ અઝ કાસ્તી અસ્ત.

૮. તે ખુદા! છે કે જેની ઇચ્છા સચાઇ છે, ખુદા તે છે કે જે જુઠાઇથી દુર છે.

ખોદાવંદી કે વસ્ફ્રશ નાપદીદસ્ત,
ખોદાવંદી કે મુશકેલરા કેલીદસ્ત.

૯. તે ખુદા! છે કે જેની તારીફ અણુદીઠ છે, તે ખુદા છે કે જે મુશ્કેલીની ચાવી છે.

ખોદાવંદી કે એન્આમશ ઝે હદ બીશ,
ખોદાવંદી કે અંજામશ ન દર પીશ.

૧૦. તે ખુદા! છે કે જે હદથી વધારે બદલો આપનાર છે, તે ખુદા છે કે જેનું સેવટજ નથી.

ખોદાવંદી કે ઝાતશ બીકોસૂફસ્ત,
ખોદાવંદી કે નૂરશ બીખોસૂફસ્ત.

૧૧. તે ખુદા! છે કે જેની ખાસીયત અને અંશ કમી થાય તેવું નથી, તે ખુદા છે કે જેનું નુર ચાંદની માફક કમી થતું નથી.

ખોદાવંદી કે નોહ ઐવાંન બરૂઆવર્દ,
ખોદાવંદી કે ફર્શે ખાક ગુસ્તર્દ.

૧૨. તે ખુદા! છે કે જેણે નવ આસમાન બનાવ્યાં, તે ખુદા છે કે જેણે જમીનનો ગાલીચો બીછાવ્યો.

બર ઐવાન્હા મુનવ્વર કર્દ અન્જોમ,
ચુ બરૂ મર્ઝીશ મુસવ્વર કર્દ મરૂદોમ.

૧૩. જ્યારે જમીન ઉપર માણસોનો ચિતાર બનાવ્યો, ત્યારે તેણે આસમાનમાં તારાઓ પ્રકાશતા કીધા!

ખોદાવંદી કે રાહા કારસાઝસ્ત,
ખોદાવંદી કે પાકો બીનેયાઝસ્ત.

૧૪. તે ખુદા છે કે જે સખી તથા કુનેહથી કામ પાર ઉતારનાર છે, તે ખુદા છે કે જે પાક છે અને જેને કોઇની મદદ જોઇતી નથી.

ખોદાવંદી કે હર ચીઝશ બેફરૂમાન,
ખોદાવંદી કે બર હર દર્દ દરૂમાન.

૧૫. તે ખુદા! છે કે જેની દરેક ચીજ તેનાં ફરમાન પ્રમાણે ચાલે છે, તે ખુદા છે કે જે દરેક દરદ ઉપર દવા અને ઇલાજ સમાન છે.

ખોદાવંદી કે મારા કર્દ મૌજૂદ,
ખોદાવંદી કે સાઝદ જોમ્લે મકસૂદ.

૧૬. તે ખુદા! છે કે જેણે આપણને પેદા કીધા, તે ખુદા છે કે જે તમામ ધારેલું પાર પાડે છે.

ખોદાવંદી કે અખ્તરહા બેયફરૂખ્ત,
ઝે સેદ્કે ખદ બેએન્સાન હક દરામુખ્ત.

૧૭. તે ખુદા! છે કે જેણે તારાઓ રોશન કીધા, જેણે પોતાની રાસ્તીથી ઇનસાનને સચાઇ શીખવી.

ખોદાવંદી કે જાનરા કર્દ બીદાર,
ખોદાવંદી કે દેલ્રા કર્દ હુશ્યાર.

૧૮. તે ખુદા! છે કે જેણે જાનને બીદાર કીધો, તે ખુદા છે કે જેણે હૃદયને સાવધ અને હુશિયાર કીધું

ખોદાવંદી કે ગર્દૂન દર સોજૂદશ,
ખોદાવંદી કે નતવાની સોતૂદશ.

૧૯. તે ખુદા! છે કે જેણે આસમાનને તેનો સેજદો કરતો કીધું, તે ખુદા છે કે જેની તારીફ થઇ શકતી નથી.

ખોદાવંદી કે જોઝ નીકી નખ્વાહદ,
ખોદાવંદી કે હર બદરા બેકાહદ.

૨૦. તે ખુદા! છે કે જે નેકી શિવાય કંઇ પસંદ કરતો નથી, તે ખુદા છે કે જે દરેક બદીને નાબુદ કરે છે.

ખોદાવંદી કે આરાયદ બહારાંન,
બે ફર્માનશ બેબારદ ઝબ્ર બારાંન.

૨૧. તે ખુદા! છે કે જે વસંત રૂતુને શણગારે છે, અને જેનાં ફરમાનથી વરસાદ વાદળાંમાંથી વરસે છે.

ખોદાવંદી કે સાઝદ હરચે બેહતર,
રસાનદ આદમીરા આનચે દરખર.

૨૨. તે ખુદા! છે કે જે વધારે સારૂં હોય છે તે કરે છે, અને આદમીને માટે જે લાયક હોય તે પહોંચાડે છે.

ખોદાવંદી કે મેસ્લે ખીશ હમ ઊસ્ત,
નયાબી નીઝ દીગર મેસ્લશ અયે દૂસ્ત.

૨૩. તે ખુદા! છે કે જેની મીસાલનો તે પોતેજ છે, અએ દોસ્ત, તેની મીસાલનો વળી બીજો કોઇ તુને મળનાર નથી.

હમે રાઝે દેલમ યઝ્દાંન બેદાની,
બેમન ફેઝે ખુદા રૂઝી રસાની.

૨૪. અએ ખુદા! મારા દીલનો તમામ ભેદ તું જાણે છે, મારી ઉપર તારી બખશેશ કર, અને મને દરરોજની રોજી પહોંચાડ.

---

## મુનાજાત ૧૫ મી (બેતોમાં.)

### દસ્તુર દારાબ હોરમઝદિયારની.

બેનામે ખોદા ઇઝદે રહેનમૂન,
કે ગીતી બે પા કર્દ અઝ કાફો નૂન.

૧. રહેનુમાઇ કરનાર સાહેબ ખોદાતાલાનાં નામથી આ બંદગી હું શરૂ કરૂં છું, કે જેણે 'કાફ' અને 'નુન' (યાને "કુન," એ એકજ શબ્દ)થી આ દુન્યાને પેદા કીધી.

ખોદાવંદે અકલો ખોદાવંદે રઅ્ય,
ખોદાવંદે ગંજો ખોદાવંદે જાય.

૨. જે અક્કલનો, વિચાર શકિતનો, ગંજનો, દરજ્જાનો અને બહોળી જગ્યાનો માલેક છે.

ખોદાવંદે અદ્લો ખોદાવંદે દાદ,
ખોદાવંદે નીરૂ ખોદાવંદે રાદ.

૩. જે ઇનસાફ અને અદલનો, કૌવતનો અને સખાવતનો માલેક છે.

ખોદાવંદે અર્શો ખોદાવંદે ગાહ,
ખોદાવંદે મેહ્‌રો ખોદાવંદે માહ.

૪. સૌથી બુલંદ બહેશતનો, પાદશાહી તખતનો, આફતાબ અને માહતાબનો માલેક છે.

ખોદાવંદે નાહીદો બહ્‌રામો તીર,
ખોદાવંદે જોઅ્ઓ કૈવાને પીર.

૫. જે શુક્ર, મંગળ, અને બુધ સેતારાનો, તેમજ મિથુન રાશી અને પુરાણા શનીશ્ચર સેતારાનો માલેક છે.

ખોદાવંદે ફ્રશો ખોદાવંદે જાન,
ખોદાવંદે હફ્ત આસમાનો જેહાન.

૬. જે બહોળી દુનિયાની સપાટીનો તેમજ આપણા જાનનો અને સાતે આસ્માનનો તથા જહાનનો માલેક છે.

ખોદાવંદે અર્ઝો હમે અખ્તરાન,
ખોદાવંદે બખ્શન્દેઓ મેહ્‌રબાન.

૭. જે પૃથ્વીનો તથા તમામ સેતારાનો માલેક છે, અને જે મારી બખશનારો દયાળુ ખોદા છે.

ખોદાવંદે ફીરૂઝીઓ દાદગર,
ખોદાવંદે પાકીઓ ઝૂરે હોનર.

૮. જે ફત્તેહનો માલેક, અને ઇનસાફ કરનાર સાહેબ છે; વળી પાકીજગી કૌવત તથા હુન્નરનો તે માલેક છે.

ખોદાવંદે કોરૂસીઓ લૌહો કલમ,
કે હમદર્દે ખલ્કસ્ત દર રંજો ઘમ.

૯. તે ( નવમા બહેશ્તના ) તખતનો, કલમ અને તખતીનો ( જેની ઉપર તમામ સૃષ્ટિની સરજત લખાયલી છે તેનો ) માલેક છે, જે લોકોનાં દુઃખ અને ગમમાં ભાગ લે છે, અને દીલસોજી ધરાવે છે.

ખોદાવંદે અમ્શાસ્પંદા બેહેશ્ત,
ખોદાઇ કે દૂર અઝ બદી કારે ઝેશ્ત.

૧૦. જે અમશાસ્પંદ તથા બહેશ્તનો માલેક છે, તે ખોદા કે જે ભુંડા અને ખરાબ કામોથી દૂર છે.

ખોદાઇ કે પાકસ્તો બા દાદો રઅ્ય,
રહીમો ખતા બખ્શો મુશ્કેલ ગુશાય.

૧૧. જે ખોદા પવિત્ર છે, તેમજ ઇનસાફ અને ડહાપણ સાથનો છે, વળી તે દયાળુ તથા ગુનાહ માફ કરનાર તથા મુશ્કેલી હટાડનાર છે.

ખોદાઇ કે ઊ પાકો વીઝસ્તો નૂર,
ખોદાઇ કે અઝ હર બદો ઝોલ્મ દૂર.

૧૨. જે ખોદા પાક ચોખું નુર ધરાવે છે, જે ખોદા દરેક બદી તથા જુલમથી દુર છે.

ખોદાઇ કે બા રઅ્યે ખુદ કાર-સાઝ,
ખોરદ ઘમ જેહાનરાઓ ખુદ બીનેયાઝ.

૧૩. જે ખોદા પોતાનાં ડહાપણથી કામ ફત્તેહમંદ પાર ઉતારનાર છે, જે સઘળી દુન્યાનો ગમ ખાય છે, અને તે સાહેબ પોતે તો હાજત વગરનો છે.

ખોદાઇ કે વસ્ફશ બુવદ નાપદીદ,
ખોદાઇ કે હર મુશ્કેલીરા કેલીદ.

૧૪. તે ખોદા કે જેની વખાણ અણદીઠ છે (યાને તેની વખાણ આપણાથી થઇ શકિત નથી), તે ખોદા કે જે દરેક મુશ્કેલીની ચાવી છે.

ખોદાઇ કે બર હર કસી મેહરબાન,
અઝીમો શરીફસ્તો રૂઝી રસાન.

૧૫. તે ખોદા છે કે જે દરેક શખસ ઉપર મહેરબાન છે, અને જે મહાન, બુલંદ અને દરરોજની રોજી પહોંચાડનાર છે.

ખોદાઇ કે ગરદૂનશ અંદર સોજૂદ,
ખોદાઇ કે નત્વાની ઊરા સોતૂદ.

૧૬. તે ખોદા કે જેને આસમાન સેજદો કરે છે, તે ખોદા કે જેની તારીફ થઇ શકતી નથી.

ખોદાઇ કે ઊ ખાલેકે કાયેનાત,
ચુ એન્સો દદો અઅ્દનીઓ નબાત.

૧૭. તે ખોદા કે જે (પેદાયશનો) પેદા કરનાર છે, જેવાં કે માણસ, પશુ, ખણીજ પદાર્થો અને ઝાડપાનો.

ખોદાઇ કે ઓલ્કશ બવદ બીઝવાલ,
નબાશદ બે જોઝ નીકુઇઅશ ખયાલ.

૧૮. તે ખોદા કે જેની પાદશાહી નહીં નાશ પામે એવી છે, અને જેને નેકી શિવાય કશાંનો ખ્યાલ આવતો નથી.

ખોદાઇ કે કામશ બવદ રાસ્તી,
ખોદાઇ કે દુરસ્ત અઝ કાસ્તી.

૧૯. તે ખુદા કે જેની ઇચ્છા સચ્ચાઇ છે, તે ખોદા કે જે જુઠાઇથી દુર છે.

ખોદાઇ કે બર ખલ્ક કુર્યાદ રસ,
નમાનદ બેદૂ કસ ન ઊ ખુદ બેકસ.

૨૦. તે ખોદા કે જે લોકોની દાદ લેનાર છે, જેને મળતો કોઇ પણ માનવી હોતો નથી, અને જે પોતે કોઇ પણ માનવી જેવો નથી.

ખોદાઇ કે હસ્ત્ ઊ બસીરો હકીમ,
કદીમો કરીમો રહીમો અલીમ.

૨૧. તે ખોદા કે જે દિર્ઘદ્રષ્ટિવાળો તથા ડહાપણવાળો છે, તે શરૂઆત કે છેડા વગરનો, સખી, દયાળુ તથા સઘળું જાણનાર છે.

ખોદાઇ કે ઊ રાઝેકે કાયેનાત,
ઝે સંગ આફ્રીદસ્ત આબે હયાત.

૨૨. તે ખોદા કે જે દુન્યાને રોજી પહોંચાડનારો છે, અને જેણે પત્થરમાંથી અમર્ગી બખશનારો પાણીનો ઝરો પેદા કીધો છે.

ખોદાઇ કે અફ્રૂખતસ્ત અખ્તરાન,
કે બહ્રેહ્ બે મર્દોમ રસાનન્દ શાન.

૨૩. તે ખોદા કે જેણે સેતારાઓને પ્રકાશતા કીધા છે, કે તેઓ પોતાનો હિસ્સો (રોશની) માણસોને પહોંચાડે.

ખોદાઇ કે અઝ ત્પાતેશો આબો સંગ,
સેરેશ્તેહ્ હમે ઉરવરાન રંગ રંગ.

૨૪. તે ખોદા કે જેણે આતશ (સુરજની રોશની), પાણી, તથા પત્થરમાંથી તમામ જાતના રંગબેરંગી ઝાડપાનો પેદા કીધાં.

ખોદાઇ કે ઊરા બે હુંગામે કાર,
કસી દર્ખોરશ નીસ્ત અમ્બાઝો યાર.

૨૫. તે ખોદા કે જેને કામની વખતે કોઇ સાથી કે મદદગારની જરૂર પડતી નથી.

ખોદાઇ કે હર મુશ્કેલીરા કેલીદ,
ઝે કાફો ઝે નૂન કર્દ ગીતી પદીદ.

૨૬. તે ખોદા કે જે દરેક મુશકેલીની ચાવી છે, અને જેણે "કાફ" અને "નુન" (યાને "કુન" શબ્દથી) આ દુન્યા પેદા કીધી.

ખોદાઇ કે બીમેસ્લો સાનો નઝીર,
નેકૂઇસ્ત હમ્વારેઅશ દર ખમીર.

૨૭. તે ખોદા કે જેની મીસાલ કે બરોબરીઓ કે હરીફ કોઇ નથી, અને જેની ખાસીયતમાં હંમેશાં નેકી છે.

ખોદાઇ કે દીન દાદો હમ રેઝૂકો જાન,
સેરેશ્તેહ એયક લહ્ઝે હર દો જેહાન.

૨૮. તે ખોદા કે જેણે દીન, રજકરોજી, અને જાન બખશયાં, અને જેણે એક એક પળમાં બન્ને જહાંન પેદા કીધી.

ખોદાઇ કે દર નૂરે ખુદ હસ્ત ઘર્ક,
કઝઅમ્રશ જેહદ બીપરોપાય બર્ક.

૨૯. તે ખોદા કે જે પોતાના નુરમાં ગરકાવ છે, અને તેના ફરમાનથી વીજળી પાંખ કે પગ વગર ચમકે છે.

નબીનદ કસશ સૂરતો રંગો ફામ,
ન નીઝૂ ઇન ફેરેશ્તેહ સીઓસે તમામ.

૩૦. કોઇ માણુસ તો નહિ, પણ પુરેપુરા તેતરીસ ફરેસ્તાઓમાંથીબી કોઇ પણ તેની સુરત, આકાર કે રંગ જોઇ શકતો નથી.

ખોદાઇ કે નામશ હઝારો યકસ્ત.
ચુ હર નામ ખાંની શવી ચીરેહ-દસ્ત.

૩૧. તે ખોદા કે જેના એક હજારને એક નામ છે, અને જો તું (ભણુનાર) દરેક નામ ભણુશે તો દરેક કામમાં ફત્તેહમંદ થશે.

શબો રૂઝ કુન ઝેકે નામે ખોદાય,
કે હાસેલ કુની ઝાન તો હર દો સરાય.

૩૨. રાત દિવસ ખોદાનાં નામને યાદ કર, કે જેથી તું બન્ને દુન્યા હાંસલ કરે.

અઝીન ઝેકે નામે ખોદાવંદગાર,
શવદ હલ હમે મુશ્કેલો સખ્ત કાર.

૩૩. ખોદાનાં નામની યાદ કરવાથી તમામ મુશકેલીઓ તથા અઘરૂં કામ પાર પડશે.

હુકા રાઝેકા કાદેરા દાદગર,
તોઇ ખાલેકે જોમ્લેગાંન સરબેસર.

૩૪. અએ સૃષ્ટિને નીભાવનાર, સર્વ શકિતમાન, ઇનસાફી ખોદા! તું તમામ એક છેડાથી તે બીજા છેડા સુધી દરેક ચીજનો પેદા કરનાર છે.

---

## મુનાજાત ૧૬ મી (બેતોમાં)

**બેહેદીન મુલ્લા રૂસતમ બિન એસફંદીઆરની બનાવેલી.**

—:o:—

યા એલાહી રૂઝિઅમ અફ્ઝાયો તૌફીકમ બેદેહ,
અઝ મકાસેદ આન્ચે બાશદ લાયેકમ આનમ બેદેહ.

૧. અએ મારા ખોદા! મારી દરરોજની રોજીમાં વધારો કર, મારા ઉપર (તારી) મહેરબાની ઉતાર, મારી ધારણાઓમાં જે લાયક હોય તે મને બખશ.

ઊ બવદ યક્તાઓ બીહમતા ખોદાએ કેરૂફેગર,
રાદા ફીરૂઝી દેહન્દેઓ કરીમો રાહબર.

૨. તે સવાબકાર ખોદા એકજ છે, તેની મીસાલ કોઇ નથી, તે ઉદાર ફત્તેહમંદી બખશનારો, અને સખી રાહબર છે.

કેરૂદેગારે અર્શો ફર્શો કોરસીઓ લૌહો કલમ,
કેરૂદેગારે ઇન્સો જેન્સ અઝ રૂઝે અવ્વલ તા અદમ.

૩. સાથી બુલંદ આસ્માન, દુનિયાની સપાટી, (નવમાં બહેશતનું) તખત, તખતી અને કલમનો પેદા કરનાર છે; તે સૃષ્ટિની શરૂઆતથી આખર સુધીના સઘળા આદમી અને ચીજોનો પેદા કરનાર છે.

કેરૂદેગારે બીઝવાલો કેરૂદેગારે ઝુલ્જલાલ,
કેરૂદેગારી કાફીદેહ્ રૂઝો શબ બા માહો સાલ.

૪. તે નાશ તથા ફના નહિ પામે એવો તેમજ કીર્તિવંત પેદા કરનાર છે, તે પેદા કરનાર કે જેણે દહાડો રાત, તે સાથે મહીના અને વરસ પેદા કીધા.

કેરૂદેગારે અઉવલીનો કેરૂદેગારે આખેરીન,
કેરૂદેગારે જોમ્લે મખ્લૂકાતે પહ્નાવર ઝમીન.

૫. તે શરૂઆતનો પેદા કરનાર અને આખર અંજામનો પેદા કરનાર છે, વળી બહોળી જમીનવાળી દુનિયાની તમામ ચીજોનો પેદા કરનાર પણ છે.

કેરૂદેગારે મીનુઆનો કેરૂદેગારે આન સરાય,
કેરૂદેગારે બીનઝીરો કેરૂદેગારે પાક રઅ્ય.

૬. તે મિનોઇ શકિતઓનો અને મિનોઇ દુન્યાનો પેદા કરનાર છે; તે બીન-હરીફ સરજનાર અને પાક ડહાપણવાળો પેદા કરનાર છે.

કેરૂદેગારે જોમ્લેએ અમશાસફંદાનો બેહેશ્ત,
કેરૂદેગારી કૂ બવદ દૂર અઝ બદીઓ કારે ઝેશ્ત.

૭. તે સઘળા અમશાસ્પંદો તથા બહેશ્તનો પેદા કરનાર છે, તે સરજનાર જે બદી તથાં ભુડાં કામથી દુર છે.

કેરૂદેગારે ચર્ખે ગર્દાન કેરૂદેગારે આસમાન,
કેરૂદેગારે માહો ખોરશીદો દોરોખ્શાન અખ્તરાન.

૮. તે ફરતાં આકાશનો અને આસમાનનો પેદા કરનાર છે, તે માહઓખતાર, અને ખોરશેદ, તથા પ્રકાશિત તારાઓનો પેદા કરનાર છે.

કેરૂદેગારે કમ-પેઝીરો અઝ કરમ બેસ્યાર-બખ્શ,
કેરૂદેગારે અર્શો સક્ફે સેદૂરેએ બેસ્યાર નક્શ.

૯. તે થોડામાંજ આજીજી અને વિનંતિ કબુલ રાખનાર અને પોતાની ઉદારતાથી બેહદ માફી બખશનાર છે; તે ઉંચામાં ઉંચા અને શરોષ યઝદના મિનોઇ રહેઠાણના તરેહ તરેહથી શણગારેલાં છાપરાંનો પેદા કરનાર છે.

કેરૂદેગારે બંદગાનો કેરૂદેગારે મીનુઆંન,
કેરૂદેગારે જોમ્લે હઇવાનાતો મોર્ઘાન દર જેહાંન.

૧૦. તે બંદાઓનો અને મિનોઇ શકિતનો પેદા કરનાર છે, તે દુન્યામાં તમામ પશુ પક્ષીઓનો પેદા કરનાર છે.

કેરૂદેગારે આતશો આબો ઝમીન કૂહો સંગ,
કેરૂદેગારે ઉરૂવરાંને ગૂનેગૂને રંગ રંગ.

૧૧. તે આતશ, પાણી, જમીન, પહાડ, અને પતથરનો પેદા કરનાર છે, તે તહરેવાર રંગના ઝાડપાનનો પેદા કરનાર છે.

કેરૂદેગારી કીન હમે અઝ કોદૂરતે ખુદ આફરીદ,
કેરૂદેગારી કૂ બુવદ હર બંદે મુશ્કેલ્રા કેલીદ.

૧૨. તે પેદા કરનાર છે કે જેણે આ સર્વે પોતાની શકિતથી પેદા કીધું; તે પેદા કરનાર, કે જે દરેક ગુચવણ ભરેલી મુશકેલીની ચાવી છે.

કેરૂદગારે વીઝેહનૂરો કેરૂદગારે કારસાઝ,
કેરૂદગારે બંદે-પરૂવર કેરૂદગારે બીનેયાઝ.

૧૩. તે પાક નુરનો, અને કુનેહથી કામ પાર ઉતારનાર પેદા કરનારો છે, તે બંદાઓની પરવરશી કરનાર, સરજનાર છે, જેને કોઇની ગરજ યા મદદની જરૂર નથી.

કેરૂદગારે કારદાનો કેરૂદગારે પીશબીન,
કેરૂદગારે કૈફૈકારો કેરૂદગારે પાક દીન.

૧૪. તે પોતાનું કામ જાણનાર અને ડહાપણવાળો, અગમચેતીની બખશેશ પામેલો પેદા કરનારો છે; તે સવાબકાર કામ કરનાર અને પાક દીનનો પેદા કરનારો છે.

કેરૂદગારી કશ નબાશદ મેસ્લો માનન્દો નઝીર,
કેરૂદગારી કશ બવદ નીકીઓ પાકી દર ઝમીર.

૧૫. તે પેદા કરનાર કે જેની મીસાલનો કે બરોબરીઓ કોઇ નથી; તે પેદા કરનાર કે જેના અંશ અને ખાસીયતમાં નેકી તથા પાકીજગી છે.

કેરૂદગારે દાનેશો ફહમો વકૂફો અક્લો હુશ,
કેરૂદગારે રેઝૂક-બખ્શો કેરૂદગારે સત્રપૂશ.

૧૬. તે ડહાપણ, સમજશક્તિ, જ્ઞાન, અકકલ અને હોંશનો પેદા કરનાર છે, તે રોજીરઝક બખશનારો અને દરેક ગુનાહ અને એબ ઢાંકનારો છે.

કેરૂદગારી કઝ વય્ આમદ ઇન હમે ચીઝે નેકુ,
કેરૂદગારે નીકખાહો કેરૂદગારે રાસ્તગુ.

૧૭. તે પેદા કરનાર કે જેનાથી આ સર્વે ભલી ચીજો હસ્તીમાં આવી, તે ભલું ચાહનારો અને રાસ્ત બોલનારો સાહેબ છે.

કેરૂદગારે હર નેહાનો કેરૂદગારે આશકાર,
કેરૂદગારે દસ્તગીરે મરૂદામે નાચારો ખાર.

૧૮. તે દરેક ચીજો જે ગુપ્ત અને જાહેર છે, તેનો પેદા કરનારો છે, તે લાચાર કંગાળ માણસોને મદદ કરનારો સાહેબ છે.

કેરૂદગારી કૂ નમીખાહદ બદી અઝ હીચ તૌર,
કેરૂદગારી આન્કે દૂરસ્ત અઝ બદીઓ ઝોલ્મો જૌર.

૧૯. તે પેદા કરનાર કે જે કોઇભી રવેશે બદી પસંદ કરતો નથી, તે પેદા કરનાર કે જે બદી તથા જોર જુલમથી દુર છે.

કેરૂદેગારી આન્કે કામશ રાસતી બાશદ મુદામ,
કેરૂદેગારી કૂ દેહદ બદકારરા દુઝખ મકામ.

૨૦. તે પેદા કરનાર કે જેની ઇચ્છા હંમેશાં સચાઇ હોય છે, તે પેદા કરનાર કે જે બદકાર લોકોને દોજખનું મુકામ આપે છે.

કેરૂદેગારી આન્કે જોઝ નીકી નખાહદ હીચ ચીઝ,
કેરૂદેગારી આન્કે નીકાનરા હમી દારદ અઝીઝ.

૨૧. તે પેદા કરનાર કે જે નેકી શિવાય કશું પસંદ કરતો નથી, તે પેદા કરનાર કે જે નેક માણુસોની ઉપર વહાલ રાખે છે.

કેરૂદેગારી આન્કે પયેદા કર્દ મારા દર જેહાંન,
કેરૂદેગારી આન્કે અકલો દીનો રૂઝી દાદો જાંન.

૨૨. તે પેદા કરનાર કે જેણે આપણુને આ દુન્યામાં પેદા કીધા, તે પેદા કરનાર કે જેણે અકકલ, દીન, દરરોજની રોજી તથા જાન આપણુને બખશયાં.

કેરૂદેગારી આન્કે બાશદ લોત્ફો એક્રામશ બસી,
કેરૂદેગારી આન્કે નત્વાનદ સેતાઇદશ કસી.

૨૩. તે પેદા કરનાર કે જેની માયા મહેરબાની પુષ્કળ છે, તે પેદા કરનાર કે જેની (પુરેપુરી) તારીફ કોઇ કરી શકતું નથી.

કેરૂદેગારી આન્કે નામે ઊ યકીઓ યક હઝાર,
બા હરાન નામશ કે ખાની આન હમી આયદ બેકાર.

૨૪. તે પેદા કરનાર કે જેનાં એક હજાર ને એક નામો છે, દરેક નામ તું ભણે તે તને ઉપયોગી થઇ પડે છે.

યા ખોદા ગર્દાન રવા હર હાજતો મુશ્કેલ ગુશા,
સૂદ બખ્શ અંદર હમે કારો નેકૂઇ બસ નુમા.

૨૫. અએ ખોદા! મારી દરેક હાજત ટાળ, તથા મુશકેલી દુર કર, દરેક કામમાં મને ફાયદો બખશ, તથા મને નેકીનો રસ્તો દેખાડ.

---

## મુનાજાત ૧૭ મી (બેતોમાં.)

### દસ્તુર જમશેદજી જામાસ્પજીની બનાવેલી.



નામે ઇઝદ હરૂકે દર કારી બેરાનદ બર ઝબાન,
એન્સેરામે આંન બેનીકૂઇ રસાનદ બેબદાન.

૧. જે કોઇ દરેક કામમાં ખોદાનું નામ ઝબાન ઉપર લે છે, તે સઘળી ગેબી ચીજ જાણુનાર ખોદા નેકીથી સરજામ ઉતારે છે.

નામે પાકશ હર્કે સાઝદ વેર્દ ઊ યાબદ નજાત,
નામશ અઝ મક્બૂલે હક મૌસૂફ બાશદ દર જેહાત.

૨. જે કોઇને તેનું પાક નામ લેવાની દરરોજની આદત પડે છે, તેને દોજખથી મુક્તિ મળે છે, તથા તેનું નામ દરેક દીશામાં 'ખોદાની પસંદગીવાળા બંદા' તરીકે જાણીતું થાય છે.

નામે શીરીનશ બરારદ કામે નાકામાન બેદહ્ર,
હમચુ હલ્વા નૂશ સાઝદ ગર્ચે બાશદ સેર્ફ ઝહ્ર.

૩. તેનું મધુરૂં નામ દુન્યામાં નાઉમેદ થયલાઓની ઇચ્છા બર લાવે છે, નિર્મળ ઝેર પણ હોય તો તેનું નામ તેને મીઠાઇ માફક મીઠું બનાવે છે,

પાક હસ્તો પાક બાશદ, પાક આમદ અઝ અઝલ,
હર્કે પાકશ ખાન્દ પાક્ આમદ ઝે પાકીએ અમલ.

૪. તે પાક છે તથા તે પાક રહેશે, તથા શરૂઆત વગરની હંમેશગીથી તે પાક હતો, જે કોઇએ તેને પાક કહયો અને જાણ્યો, તે આદમી એમ કહેવાના પવિત્ર કામથી પોતે પાક બન્યો.

દર સેતુદન મી નગોન્જદ ઝાતે પાકે આન ખોદા,
અઝ અદાલત હસ્ત યક્સાન નઝ્દે ઊ શાહો ગદા.

૫. તે ખોદાનો પાક અંશ સ્તુતી અને વખાણમાં સમાતો નથી, તેના અદલ ઇનસાફ આગળ શાહ તથા ફકીર એક સરખા છે.

નીકિયશ મન્ઝૂર બાશદ વઝ બદી બાશદ નફૂર,
નીક હસ્તો, નીક બુદો, નીક બાશદ આન ઘયૂર.

૬. નેકી તેને માનીતી અને વહાલી છે, અને બદીથી તેને ધિકકાર અને કંટાળો છે, નેકી બદીની બાબતમાં કાળજી રાખનારો તે ખુદા નેક છે, નેક હતો અને નેક રહેશે.

ઝાતે પાકે આન ખોદાવંદસ્ત નૂરે બરતરીન,
ફાશ ગશ્તેહ્ નામે નામીઅશ 'એલાહુલ આલમીન.'

૭. તે પાક ખુદાવંદનો અંશ બુલંદમાં બુલંદ તુર છે, તેનું નામીચું નામ "બેઉ દુન્યાનો સાહેબ" કરીને મશહુર થયેલું છે.

પાકરા બાશદ મુઆવેન, પાકરા બાશદ કરીન,
પાકીઅશ બર જાય દારદ બી સોતુન ચર્ખે બરીન.

૮. પવિત્ર માણુસોનો તે મદદગાર છે, પવિત્ર માણુસોનો તે સાથી છે; તેની પાકીજગીથી બુલંદ આકાશ વગર થાંભલાએ તેની જગ્યાએ રહે છે.

હરદો આલમ આફરીદ અઝ કોદરતો મૌજૂદ કર્દ,
વઝ એબાદતહાએ ખુદ અઝ બંદેગાન મકસૂદ કર્દ.

૯. પોતાની શકિતથી બેઉ દુન્યા પેદા કીધી, અને તેને હેયાતી ભોગવતી કીધી, અને બંદાઓ તેની ભકિત કરે એવી ઇચ્છા દેખાડી.

દાવરાન દાવર કે ઊ અઝ મેહુરબાની યાવરસ્ત,
નામે પાકશ ઝીન જેહત દર પેહુલવાની ખાવરસ્ત.

૧૦. તે ઇનસાફીઓમાં ઇનસાફી છે કે જે મહેરબાનીથી મદદ કરે છે, તે કારણુને લીધે તેનું પવિત્ર નામ પહેલવી ભાષામાં "ખાવર" યાને બરદાસ્ત કરનાર સાહેબ છે.

દસ્તગીરે આજેઝાન, સર-કૂબે મઘરૂરાંન બે અદૂલ,
અઝ ગુનેહ હર કસ કે તોબેહ કર્દ બખ્શાયદ બે ફઝુલ.

૧૧. તે નાચાર લોકોનો મદદગાર છે, અને મગરૂર લોકોને પોતાના ઇનસાફથી તોડનાર અને જેર કરનાર છે; જે કોઇ પોતાના ગુનાહની તોબા કરે છે, તેના ગુનાહ ઉદારપણે માફ કરે છે.

બંદગી ખાહદ ઝે બંદે સરબેસર અફગંદગી,
ગર નબાશદ સરબેસર અફગંદગી, શરમંદગી.

૧૨. તે બંદાઓ તરફથી બંદગી અને પુરેપુરી નમનતાઇ ચાહે છે, જો તેઓ સઘળા નમનતાઇ નહિ કરે, તો તેમને શરમીન્દગીજ પહોચે છે.

બીન્ જનીન્ દર બત્ને માદર પરવરદ બી રેઝ્ક દહ્ર,
શુદ તવલ્લોદ બચ્ચે અઝ માદર ઝે શીરશ દાદ બહ્ર.

૧૩. તું (ભણુનાર) જો, કે માયનાં પેટમાં હમેલની, પોષણ વગર પરવરશી કરે છે, જ્યારે બાળક માયના પેટમાંથી જનમ પામે છે, ત્યારે તેને માયનું દુધ આપે છે.

ઝાહેરો બાતેન શેનાસદ ઘૈબદાનીઅશ બેબીન,
બીશ બખ્શદ કમ પઝીરદ, મેહુરબાનીઅશ બેબીન.

૧૪. તું (ભણુનાર) જો કે તેનું ગેબી જ્ઞાન જાહેર તથા બાતેનની વાત જાણે છે, છે; તે પુષ્કળ મારી બખશનાર અને થોડામાં આજીજી અને વિનંતી કબુલ રાખનાર છે એ તેની મહેરબાની જો.

નૂરે ઊ નૂરોન-અલા-નૂર આમદ અઝ નૂરે મલક,
ઝર્રેઇ તાબીદ અઝ નૂરશ બે ખુરશીદે ફલક.

૧૫. તેનું નુર, ફરેસ્તાનાં નુરથી સર્વેથી શ્રેષ્ટ નુર છે, આકાશમાંનો સુર્ય તેનાં નુરની એક રજકણમાંથી પ્રકાશે છે.

દર રહે પાકશ બે પાકી નેહ શોમાર્દેહ તો કદમ,
વર બેનાપાકી નેહી ફીલફૌર ગર્દી કબ્લ અદમ.

૧૬. તેનાં પવિત્રાઇના રસ્તા ઉપર પાકીજગીથી તું ગણત્રી કરીને ( સંભાળીને ) કદમ મુક; અગરજો તું નાપાકીમાં કદમ મેળશે તો તું તરતજ એક હસ્તી વગરનો જેવો થઇ પડશે ( યાને નાશ પામશે. )

બારગાહશ લાયઆલો દાનેશે ઊ બા કમાલ,
યાબદ્ ઊ ખુદ રા બેખુદ અઝ કેબ્રિયાએ ઝુલ્જલાલ.

૧૭. તેની દરબાર હંમેશની અને પડતી વગરની છે, તથા તેનું જ્ઞાન સંપુર્ણ છે, દબદબા ભરેલી મોટાઇમાં તે પોતાને એકલોજ જોય છે.

કર્દ અઉવલ બહ્મનો એર્દીબેહેશ્તો શહ્રીવર,
હાફેઝાંને ગૂસફંદો આતેશે નૂરીઓ ઝર.

૧૮. પહેલા તેણે બહમન, અરદીબહેશત, અને શહેરેવરને પેદા કીધા, કે જેઓ ગોસ્પંદ, નુરી આતશ, અને ધાતુના રક્ષક છે.

ઝાન પસ અસ્પન્દારમદ ખોર્દાદો મોર્દાદ આમદેહ,
બર ઝમીનો આબો ઉર્વર પાસ્દારાંન ઇન હમેહ.

૧૯. ત્યાર પછી અસપંદારમદ, ખોરદાદ, અને અમરદાદ આવ્યા, તે બધા જમીન, અને પાણી તથા ઝાડપાનના પાસબાન છે.

ઇઝદાન દીગર હમે બા નૂરોબા ફર આફરીદ,
આલમે નીકૂ હમે ખાલેસ્તરઝ ઝર આફરીદ.

૨૦. ખુદાએ બીજા ઇજદોને નુર તથા દબદબા સાથે પેદા કીધા; આ ભલી દુન્યા સરાસર સોનાં કરતાં વધારે નિર્મળ પેદા કીધી.

કર્દ એન્સાન રા ચુ સરદારે બેદાદશ એખ્તિયાર,
તા ઝે નીકો બદ બેપોર્સદ દાવરશ રૂઝે શુમાર.

૨૧. તેણે ઇનસાનને સરદાર જેવો કીધો અને તેને અખત્યાર આપ્યા, જેથી તે ઇનસાફ કરનાર તેની (ઇનસાનની) કરણીના હિસાબને દિવસે તેની નેકી તથા બદી વિષે તેને પુછી શકે.

ગર ઝે નીકી કર્દેઇ અઅ્માલ હક રા બંદેઇ,
મોઝ્દે આંનરા દર બેહેશ્તે જાવેદાન યાબંદેઇ.

૨૨. અગરજો તેં નેકીનાં કામો કીધાં હશે, અને ખોદાના બંદા તરીકે ચાલ્યો હશે, તો તેનો બદલો અમર્ગ બહેશતમાં મળશે.

લોત્ફે હરૂચે બા મલાયેક કર્દ બા તો આંન કુનદ,
ઝેન્દેએ જાવીદ માની ફેઝૂલે ખુદ યઝદાંન કુનદ.

૨૩. જેવી મહેરબાની તેણે (ખુદાએ) ફરેસ્તાઓ ઉપર કીધી તેવી તે તારી ઉપર કરશે, અને યઝદાંતાલાની મહેરબાનીથી તુ હંમેશની અમર જીંદગી ભોગવશે.

વર બદી કર્દી બે ફર્માને લઈન શૈતાન શુદી,
દર જહન્નમ રફ્તિયો અઝ દુશમને યઝદાન શુદી.

૨૪. અગરજો ધિક્કાર ભરેલા સૈતાનનાં ફરમાન પ્રમાણે ચાલીને તેં બદી કીધી હશે, તો તું દોઝખમાં જશે તથા યઝદાંનનો દુશમન થશે.

વઝ ઓકૂબતહા બવદ આન્જા ફરાવાન ખારીઇ,
હીચ નારદ મન્ફેઅત જોઝ આહો લાબે ઝારીઇ.

૨૫. અને દોઝખની સજાથી તું ત્યાં ઘણુંજ દુ:ખ પામશે, તથા હાય અફસોસ, કકલાટ અને વિલાપ શિવાય બીજું કાંઇ હાસલ કરશે નહિ.

પસ બવદ બેહ્તર કે અઝ ફર્માને દીવાંન સર કશી,
બંદેએ હક શવ્ કે નૂશ્ અઝ ચશ્મેએ હૈવાન ચશી.

૨૬. ત્યારે બહેતર છે કે દેવોનાં ફરમાનથી તું માથું ફેરવે, અને ખોદાનો બંદો થાય, કે જેથી તું જીંદગીમાં ઝરાનું અમૃત ચાખે.

ગર્ તો ખીશે ઇઝદી, બીગાને બાશ્ અઝ અહ્રેમન,
હમ બદીઓ બૈબરા ઘાલેબ મકુન બર ખીશતન.

૨૭. જો તું ખુદાનોજ ખેશી છે તો અહરેમનથી અળગ થા, તે સાથે બદી તથા એબને તારી ઉપર ગાલેબ ના થવા દે.

બંદેએ ઇઝદ પરસ્ત્ આરદ બે અહ્રીમન શેકસ્ત,
વાંન્કે અહ્રીમન પરસ્તદ મીહેલદ હકરા ઝે દસ્ત.

૨૮. યઝદાંપરસ્ત બંદો એહરેમનને શિકસ્ત આપે છે, દેવપરસ્ત બંદો ખુદાતાલાને પોતાના હાથથી છોડી દે છે.

ઇન ગુઝીદન બેહ્તરસ્ત યા આંન ગુઝીદન ખશ્તરસ્ત?
મુન્સેફે ખુદ અક્લ ગર્દાન કાન બવદ બેહ રહ્બરસ્ત.

૨૯. ત્યારે પહેલું પસંદ કરવું તારે માટે બહેતર છે કે બીજું પસંદ કરવું તારે માટે ખુશનુમા છે; તારી અકકલને તારો મુનસેફ કર, કારણકે તે તારો બહેતર રાહબર છે.

ઝાનકે દર દીને બેહી ફર્મૂદેહ કદ્દુઘન દાદગર,
હુક્કો બાતેલ કુન જુદા, કુન મુન્શએબ અઝ ખૈર શર.

૩૦. કારણકે ભલી દીનમાં દાદારે ભાર મુકીને ફરમાવ્યું છે કેઃ—"સચાઇને જુઠાંથી જુદી કર, ભલાઇને બુરાઇથી છુટી કર."

યા એલાહી કુન નઝર બા રહ્મ બર અહ્વાલે મન,
બોગઝરાન દર ખોરૂરમી કોલ રૂઝો માહો સાલે મન.

૩૧. ઓ મારા ખુદા! મારી હાલત ઉપર રહેમ નજર કર, મારા તમામ દિવસ, મહિના, અને વરસ ખુશીમાં પસાર કરાવ.

દાર અવ્લાદે મરા મહ્ફૂઝ અઝ આફાતે દહ્ર,
હમ બરીશાંન મીરસાંનઝ મેહ્રે ખાસે ખીશ બહ્ર.

૩૨. દુન્યાની આફતમાંથી મારી ઓલાદનું રક્ષણ કર, તેઓ ઉપર તારી ખાસ મહેરબાનીનો હિસ્સો પહોંચાડ.

---

## મુનાજાત ૧૮ મી (બેતોમાં)

**દસ્તુર દારાબ પાહાલનની બનાવેલી તેતરીશે યઝદ અને અમ્શાસપંદોનાં નાંમો સાથની.**

—:o:—

ખોદાયા કુન દુઆયમ રા કબૂલી
કે પીશે તો રવા નબ્વદ ફઝૂલી.

૧. અએ ખોદા! મારી દુવા કબુલ રાખ, કારણકે તારી સનમુખ નકામી વાતો રવા નથી.

વલી અઝ રાહે અજઝો મુસ્તમંદી.
હમી ખાહમ બેપીશત સર બુલંદી.

૨. તોપણ હું લાચારી તથા હાજતમંદીની રાહે તારી પાસેથી શ્રેષ્ટાઇ અને આબરૂ માગું છું.

તોઇ કાદર કે ઝાતત બી હમાલસ્ત,
તોઇ આદેલ કે મોલ્કત બી ઝવાલસ્ત.

૩. તું સર્વશક્તિવાન છે, કે જેની ખાસીયત જોડી વગરની છે, તું ઇનસાફી છે, કે જેનો મુલક નહિ નાશ પામે એવો છે.

તોઈ સાઝંદએ મૌજૂદા હસ્તી,
તોઈ દારંદએ બાલાઓ પસ્તી.

૪. તું સઘળી ચીજોનો તેમજ કુલ દુન્યાની હસ્તીનો પેદા કરનાર છે, તું આસમાન અને જમીનને ટકાવનારો છે.

તોઈ રઝ્ઝાક જોમ્લે જાનવરાનરા,
તોઈ ખલ્લાકે મુત્લક કોલ જેહાનરા.

૫. તું તમામ જાનવરોને પોષણ આપનારો છે, તું કુલ જહાનનો આપઅખત્યાર પેદા કરનાર છે.

તો બંદે પરૂવરો આજેઝ નવાઝી,
બે મેસ્કીન બહ્રે-બખ્શે બર્ગોસાઝી.

૬. તું બંદાઓની પરવરશી કરનાર અને નબળાઓને નવાજનાર છે, તું મીસ્કીનોને તેઓની રોજીનો હિસ્સો પહોંચાડનાર છે.

તોઈ બીમેસ્લો બીહમ્તાઓ માનન્દ,
ખોદાઇ બર ખોદાવંદાન ખોદાવંદ.

૭. તું મિસાલ વગરનો, જોડી વગરનો, અને બરોબરીઆ વગરનો સાહેબ છે, શ્રીમંતોના શ્રીમંત ઉપર તું સાહેબ છે.

તોઈ ખુદ નૂર-બખ્શે માહો ખુરૂશીદ,
હમે અઝ લોત્ફે તો દારંદ ઉમ્મીદ.

૮. તું ચંદ્ર અને સુરજને રોશની બખશનાર છે, બધાઓ તારી મહેરબાનીની ઉમેદ રાખે છે.

તોઇ દાનાએ હર અસ્રારે આલમ,
તોઇ પયેદા-કુને હૌવાઓ આદમ;

૯. તું દુન્યાના દરેક ભેદ જાણનારો છે, તું આદમ અને હવનો પેદા કરનારો છે.

કે ઇશાન દર કેતાબે ઝંદ મારા,
મશી-મશ્યાને હસ્તંદ આશકારા.

૧૦. કારણકે તેઓ આપણી જંદઅવસ્તાની કેતાબમાં "મશી મશીયાનો" તરીકે જાણીતાં છે.

તોઇ અઉવલ કે અઝ વયે અઉવલી નીસ્ત,
તોઇ આખેર કે ઝાન પસ આખેરી નીસ્ત.

૧૧. તું સર્વથી પહેલો છે, જેનાથી પહેલો કોઇ નથી, તુંજ છેવટ સુધીનો છે, જેની પછી છેવટનો કોઇ નથી.

તોઇ યઝૂદાંન કે બીચૂનો ચેગૂની,
ઝે મૌજૂદાન બીમેસ્લો નમૂની.

૧૨. તું ખોદા કે જેની બરોબર કોઇ નથી, હસ્તી ભોગવનારાઓમાંથી કોઇ તારી મીસાલ નથી.

બરીન બંદેહ્ મોરાદો કામ-રાની,
ખુશીઓ ખોર્રમી દર ઝેંદગાની,
બે બખ્શ અયે પાક દાદારે જેહાનદાર,
ઝે દોશમન જાને મન અંદર અમાન દાર.

૧૩-૧૪. અએ પાક જહાનના પેદા કરનાર તથા રક્ષણ કરનાર ખોદા! આ તારા બંદા ઉપર તેની જીંદગી દરમ્યાન મુરાદ તથા સુખ, ખુશી ખુરમી બખશ, અને દુશમનથી મારો જાન સલામત રાખ.

દેલમ દારી હમીશે શાદો ખંદાંન,
ઝે મન ખોશ્નુદ દાર અમ્શાસફંદાન.

૧૫. મારૂં દીલ સદા ખુશાલ અને હસ્તું રાખ, અમશાસ્પંદોને મારાથી ખુશ રાખ.

બે કારે કેર્ફેઓ હમ રાસતી દાર,
તો દૂરમ અઝ કઝીઓ કાસતી દાર.

૧૬. સવાબના કામ તથા રાસ્તીમાંજ મને રાખ, છળકપટ અને જુઠાઇથી મને દુર રાખ.

કુની બહ્‌રામ યઝૂદમ યારો યાવર,
બે મન બર મેહ્‌ર્ આરદ મેહ્‌રે દાવર,

૧૭. બહેરામ યઝદને મારો મિત્ર તથા મદદગાર કર, મહેર દાવર મારી ઉપર મહેરબાની લાવે તેવું કર.

કે હર્‌જા મુશ્કેલમ આસાન નેમાયદ,
દેહદ શાદી ઓ ઘમ અઝ દેલ ઝેદાયદ;

૧૮. દરેક ઠેકાણે તે યજદ મારી મુશકેલી આસાન કરે, મને ખુશાલી આપે, તથા દીલમાંથી ગમ દફે કરે.

અદૂરા ઝીર સાઝદ, દૂસ્ત ખુશ્નૂદ,
દેહદ અઝ ઐશો એશ્રત માયેયે સૂદ.

૧૯. મારા દુશમનને તે નીચો નાખે, અને દોસ્તને ખુશનુદ કરે, અને ખુશી ખુશાલીની ફાયદાકારક થાપણુ મને બખશે.

હમી ખાહમ કે તો અયે પાક યઝદાન,
કે બહેરામ ઇઝદમ બાશદ નેગેહબાન.

૨૦. અએ પાક ખોદા! હું તારાથી એ માગું છું, કે બહેરામ યઝદ મારો નેગેહબાન થાય.

બે ફીરૂઝીઓ નોસ્રત રહ્ નેમાયદ,
દરે દીને બેહીન બર મન કુશાયદ.

૨૧. મને ફતેહ ફીરોજી સાથનો રસ્તો દેખાડ, અને સાથી શ્રેષ્ટ દીનના દરવાજા મારી ઉપર ખુલ્લા કરે

ઝે નેઅ્મતહા ખોદાયા દેહ્ તો ગંજી,
કે દર ઓમ્રમ નયાબમ હીચ રંજી.

૨૨. અએ ખુદા! તારી ન્યામતોનો લગાર ખજાનો મને આપ, કે જેથી મારી આખી ઉમર સુધી કંઇ પણ રંજ હું જોઉં નહિ.

ઝે નાને કસ મકુન મમ્નૂન મારા,
બે ફૈઝે ખુદ બેકુન મહ્નૂન મારા.

૨૩. કોઇની રોટીના ઉપકારમાં તું મને ના રાખતો, તારી મહેરબાનીમાંજ મને દબાયલો અને ગારવી રાખેલો રાખજે.

નેકૂ શોઘ્લમ દેહો હમ કુન કરીબમ,
કે લઝ્ઝાતે જેહાન બાશદ નસીબમ.

૨૪. મને નેક ધંધો રોજગાર આપ તથા મને તારો નજદીકનો (માનીતો) કર, કે જેથી મારે ફાલે દુન્યાની લહેજત ચાખવાનું આવે.

બે પીશે ખલ્ક ગર્દાની અઝીઝમ,
ઝબાન્રા કુન બશીરીની લઝીઝમ.

૨૫. દુન્યાનાં લોકોની સનમુખ તું મને મહાન અને વહાલો કર, અને મારી જબાન ઉપર મીઠાશ રેડ.

હમે કેર્દારો કારમ દર યઝેશ કુન,
બે દેલ નીકી ઓ રાદી દર કુનેશ કુન.

૨૬. મારાં તમામ કામ તથા કરણી વખાણવા લાયક કર, મારૂં અંતઃકરણ નેકી તથા સખાવત કરનારૂં બનાવ.

તનમ અઝ રાહે અહ્રીમન બેકુન દૂર,
દેલમ દર રાહે તો દારી પોરઝ નૂર.

૨૭. અહેરેમનના રાહથી મારાં શરીરને દુર કર, મારાં હૃદયને તારી રાહ ઉપર નુર ભરેલું કર.

**ઘનામીનો ઝે મન બાદા શેકસ્તેહ,**
**હમે દીવો દરૂજાંન દસ્ત બસ્તેહ.**

૨૮. ઘનામીનો મારાથી શીકસ્ત પામેલો થાય, તમામ દેવ દરૂજોનાં હાથ બાંધેલા થાય.

**ચુ બંદમ રખ્તે ખુદરા મન ઝે ગીતી,**
**રસાની બર ઝબાને મન પતેતી.**

૨૯. જ્યારે હું દુન્યામાંથી ગાંસડો પોટલો બાંધું ત્યારે મારી ઝબાન ઉપર પતેત પહોંચાડજે.

**દરીન ગીતી ચુ બાશદ નફ્સે જાનમ,**
**રવાન સાઝી અષેમરા બર ઝબાનમ.**

૩૦. આ દુન્યામાં જ્યારે મારો જાન ધડીપળ હોય ત્યારે મારી ઝબાન ઉપર "અષેમ વોહુ"ના કલામ જારી કરાવજે.

**અષેમરા ઓ પતેતરા ચુન બેખાનમ,**
**બે પાદાશશ બે જન્નત દર રસાનમ.**

૩૧. જ્યારે હું "અર્ષમ વૅાહૂ" તથા 'પતેત' ભણું ત્યારે તેનાં બદલામાં તું મને બેહશતમાં પહોંચાડજે.

**ચુ બર મન રાહે દમ બંદન્દ દીવાન,**
**દરાન વક્તમ સલામત દાર ઇમાન.**

૩૨. જ્યારે દેવો મારો દમ લેવાનો માર્ગ બંધ કરી નાખે ત્યારે મારૂં દીનનું યકીન સલામત રાખજે.

**મકુન બર મન શયાતીન રા ઘાલેબ,**
**કે આસાન્તર રવદ જાનમ ઝે કાલેબ.**

૩૩. શએતાનને મારા ઉપર ગાલેબ ના કરતો, કે જેથી મારો જાન તનમાંથી વધારે આસાનીથી બહાર જાય.

**સરૂશે યાવર આનજા કુન પદીદાર**
**બે બાશદ ઊ રવાનમરા નેગેહ્દાર.**

૩૪. ત્યાં (મોતને બીછાણે) મદદ કરનાર સરોશ યઝદને જાહેર કર, કે જેથી તે મારાં રવાનનો નેધેહદાર થાય.

**સે રૂઝો શબ હમૂ દારદ નેગાહમ,**
**બે ચેન્વદ પોલ નેમાયદ જાયો રાહમ.**

૩૫. ત્રણુ દિવસ અને રાત તે (સરોશ) મારી ઉપર નીગ્નાહ રાખે, અને ચીનવદ પુલ ઉપરથી મને જગા તથા રસ્તો બતાવે.

ખોદાયા અવ્વલીન રૂઝી કે આદમ,
હમીદુન તા બે મર્ગમ દેહ મોરાદમ.

૩૬. અએ ખુદા! જે દિવસથી મેં જન્મ લીધો ત્યારથી તે મારાં મરણ સુધી મારી મુરાદ પાર પાડજે.

ખોદાવંદા બહેશ્તો જાયે રૌશન,
ઝે લોત્ફે બીકેરાન કુન રૂઝીએ મન.

૩૭. અએ ખુદા! તારી બેહદ મહેરબાનીથી બહેશત અને રોશન જગ્યા મારૂં નસીબ કરજે.

બે ગીતી દર બેદારમ આબરૂઇ,
બે મીનૂ દર ગોરોસ્માને નેકૂઇ.

૩૮. આ દુન્યામાં મને આબરૂથી રાખજે, અને મિનોઇ દુન્યામાં સારાં બહેશતમાં રાખજે!

બે ચોમ્ને સીઓ સે અમ્શાસફંદાન,
દેલમ દારી હમીશે શાદો ખંદાન.

૩૯. તેતરીસે ફરેસ્તાઓની બરકતથી મારાં હ્રદયને હમેશાં ખુશાલ તથા હસ્તું રાખજે.

તો અયે ઉરમોઝ્દે પાકો બેહતરીન રૂઝ,
મોરાદો ખાહેશમ હાસેલ કુન એમરૂઝ.

૪૦. ઓ ભલામાં ભલા પવિત્ર હોરમજદ રોજ, આજ દીને મારી મુરાદ તથા ખાહેશ બર લાવ.

હુશો અક્લો ખેરદ યાબમ ઝે બહ્મન,
દેલે સાફો નિયત પાકો નેકૂ તન.

૪૧. બહમન અમશારપંદ તરફથી હું હોંશ, અકકલ, તથા ડહાપણ, સાફ દીલ, પાક નૈયત, તથા ભલું તન મેળવું.

હમઝ અર્દીબેહેશ્તમ કેર્ફેહ બેસ્યાર
શવદ હાસેલ, એલાવેહ રાસ્ત ગોફ્તાર.

૪૨. અએ નેક ખુદા! અરદીબહેશત અમશારપંદ તરફથી મને ઘણુંજ સવાબ, તથા તે ઉપરાંત રાસ્ત બોલવું હાંસેલ થાય.

ઝે શાહ્રીવર બેયાબમ માલો નેઅ્મત,
ઝે શાહાન દૂર સાઝી ઝોલ્મો ઝહ્મત.

૪૩. શાહરેવર અમશારપંદ તરફથી મને માલ તથા ન્યામત મળે, પાદશાહો આગળથી જુલમ તથા ઝેહમત દુર કરે.

કે એસ્ફંદારમદ 'બુન્દેહુ મનશની'
સેપાસો શોકે યઝૂદાંન, ઇન 'કુનશની.'

૪૪. અસ્પંદારમદ અમશાસ્પંદ તરફથી સંપૂર્ણ મનશની અને ખોદાતાલાની સેપાસગુજારી, શુકરાનાં, એવાં એવાં સારાં કામ હાંસલ કરે.

મહો સાલમ ખોજસ્તેહુ કુન કે ખોર્દાદ,
કે શીરીનીઓ ચર્બી યાબમ અઝ દાદ.

૪૫. ખોરદાદ અમશાસ્પંદ તરફથી મારા મહિના તથા સાલો મુબારક કર, કે ઇનસાફથી મીઠી અને સ્વાદિષ્ટ નયામતો મેળવું.

'અમર્ગીઓ' બેરૈમંદી કે મોર્દાદ,
ખોરેશહાએ નેકૂ બૂયે ખુશમ બાદ.

૪૬. અમરદાદ અમશાસ્પંદ તરફથી મને અમર્ગી તથા ફળદ્રુપતા હોજો, સારાં મિષ્ટાનો તથા ખુશનુમા સુગંધ મારે માટે હોજો.

કે દયેબાદર યકીન દર દીને બેહ દેહ,
કે દર દીન્ અઝ હમે કેર્ફે યકીન બેહ.

૪૭. દેપાદર તરફથી ભલી દીન ઉપર આસ્થા આપ, કારણકે દીનમાં આસ્થા બીજા બધા સવાબો કરતાં બહેતર છે.

કે આદર્ ઇઝદમ અક્લો ખેરદ બખ્શ,
કે ઊ રંજો બલાયમરા કુનદ પખ્શ.

૪૮. આદર ઇજદ તરફથી મને અકકલ તથા ડહાપણ બક્ષ, કારણકે તે રંજ તથા બળા કચડી નાખે છે.

કે આબાન્ ઇઝદમ હાજત રવા કુન,
મોરાદે મન બે ઝૂદી તો અદા કુન.

૪૯. આવાં યઝદ તરફથી મારી હાજતો બર લાવ, મારી મુરાદ જલદીથી તું પાર પાડ.

મુનવ્વર કુન દો ચશ્મે મન કે ખુર્શીદ,
હમીન તા રૂઝે પીરી દારમ ઉમ્મીદ.

૫૦. ખોરશેદ યઝદથી મારી બેઉ ચશમ રોશન કર, રોશન આંખ સાથે ઘડપણ સુધી રહું એવી ઉમેદ હું રાખું છું.

તો હલ કુન મુશ્કેલમ અઝ માહ બોખ્તાર,
રસાનદ બર મોરાદમ દર હમે કાર.

૫૧. માહ યઝદ તરફથી મારી મુશકેલી ટાળ, કે તે દરેક કામ મારી મુરાદ મુજબ પાર પાડે.

બે તીર ઇઝદ બે ફર્માઇ તો અયે પાક,
કે સાઝદ તાલેઅમ શાદા ખોરેહ્નાક.

૫૨. અએ પાક ખોદા! તીર યઝદને તું ફરમાવ કે તે મારાં નસીબને ખુશી ભરેલું, તથા ખોરેહવાળું કરે.

અઝૂ રેઝૂકો નેશાતે જાન દેહાની,
ઝે રંજો મેહ્નતો ઘમ વા રેહાની.

૫૩. તેની તરફથી મને રોજીરઝક તથા જીવનું સુખ અપાવ, અને રંજ, મહેનત તથા ગમમાંથી છુટકારો બક્ષાવ.

ઝે ગૂશ ઇઝદ બેકુન હેમ્મત બુલન્દમ,
હમીદૂન ઊ બેદારદ અર્જમન્દમ.

૫૪. ગોશ યઝદથી મને મોટાં મનનો કર, હંમેશાં તે મને આબરૂદાર રાખે.

ઝે દેબ્ મેહ્રૂ ઇઝદમ ઘમ રા કુની દૂર,
બે દેલ દર રાહ યાબદ પાકી ઓ નૂર.

૫૫. દેપમહેર યઝદથી મારો ગમ દુર કર, જેથી મારાં દીલમાં પાકીજગી અને નુર માર્ગ મેળવે.

ઝે મેહ્રૂ ઇઝદ દેલમ પોર મેહ્ર ગર્દાન,
સરે પોલ પીશે ઊ ખોશ-ચેહ્ર ગર્દાન,

૫૬. મહેર યઝદથી મારૂં દીલ માયા ભરેલું કર; ચીનવદ પુલ આગળ તેની સનમુખ મને ખુશાલ ચહેરેનો કર.

કે ખાસો આમ દર દેલ દુસ્ત દારન્દ,
મરા દર દૂસતી નીકૂ શુમારન્દ.

૫૭. કે અદના તથા આલા પોતાનાં દીલમાં મારી તરફ મહોબત રાખે, અને મને તેઓની દોસ્તીને લાયકનો ગણે.

સરૂશ ઇઝદ રવાનમરા નેગેહ્દાર
શવદ, હમ દૂર દારદ દૂઝખે તાર.

૫૮. સરોશ યઝદ મારાં રવાનનો નેગેહદાર થાય, તેમજ અંધારા દોઝખને મારાથી દુર રાખે.

ઝે રશ્નેઅમ બે દેલ દર રાસતી દાર,
તો દૂરમ અઝ કઝીઓ કાસતી દાર.

૫૯. રશને યઝદથી મારાં દીલમાં સચાઇ રાખ, અને છળકપટ તથા જુઠાઇને મારાથી દુર રાખ.

ઝે ફ્રૂવરૂદીન રવાનમ રા ફરેહ કુન,
દેલમ રા અઝ ફરહર પોર ખોરેહ કુન.

૬૦. ફ્રરવરદીન યઝદથી મારાં રવાનને તુરમંદ કર, મારાં દીલને ફરોહરથી ખોરેહમંદ કર.

તો બહરામ્ ઇઝદમ રા કુન નેગેહદાર,
કે બર દોશમન ઝફર યાબમ બે હર કાર.

૬૧. તું બહેરામ યઝદને મારો નેઘેહબાન કર, કે જેથી દુશ્મન ઉપર દરેક બાબતમાં હું ફત્તેહ ફીરોજી મેળવું.

મોરાદી હરૂચે ખાહમ ઊ દેહદ ઝૂદ,
બરારદ ઊ ઝે દોશમનહાયે મન દૂદ.

૬૨. જેવી હું મુરાદ ચાહું તે તે જલદીથી બખશે, તે મારા દુશ્મનોને પાયમાલ કરે.

ઝે રામ ઇઝદ દેલમ રા શાદિઈ દેહ,
બે શૌકો ખોરૂરમી આબાદિઈ દેહ.

૬૩. રામ યઝદથી મારાં દીલને ખુશાલી આપ, તે સાથે ખુશીખુરમી, અને આબાદી આપ.

દેલે આલમ બે મન બર દૂસ્ત દારી;
દેહમ ઓમ્રે દેરાઝો કામગારી.

૬૪. લોકોનાં દીલને મારી તરફ મહોબત ધરાવતાં કર, મને લાંબી ઉમર તથા ફતેહમંદી આપ.

ઝે બૉદ ઇઝદ દેલમરા તાઝેહ ગર્દાન,
ઝે એલમે ખુદ બુલન્દ આવાઝેહ ગર્દાન.

૬૫. ગુવાદ યઝદથી મારાં દીલને તાજું રાખ; તારાં જ્ઞાનથી મને પ્રખ્યાત કર.

ઝે દેપ્દીનમ મનશની પાક દારી,
કે તા દર્ દો જેહાંન યાબમ યસારી.

૬૬. દેપદીન યઝદથી મારી મનશની પાક રાખ, કે જેથી બેઉ જહાંનમાં મને પુષ્કળતા અને આબાદી મળે.

ઝે દીન્ ઇઝદ બેદીને મઝૂદિયસ્નાંન,
બેદારી બીશકો શોબ્હે હમાન સાન.

૬૭. દીન યઝદથી માઝદયસ્ની દીન ઉપર તું મને જેમ છેઉં તેમ બીલકુલ શક યા ગુમાન વગર દ્રઢ રાખ.

ઝે એર્દૂ ઇઝિદ બલાયમ દૂર ગર્દાન.
દેલમ રા અઝ ખેરદ પોર નૂર ગર્દાન.

૬૮. અશીશવંધ યઝદથી મારી બળા દુર કર, મારાં હૃદયને ડહાપણથી તુરમંદ કર.

ઝે લોત્ફે ખુદ બેફ્રર્માઈ તો દાદાર,
કે અસ્તાદ ઇઝદમ બાશદ નેગેહદાર;

૬૯. અએ દાદાર! તારી મહેરબાનીથી તું આસ્તાદ યઝદને ફરમાવ કે તે મારો નેઘેહદાર થાય.

સરે પોલ બા ફરૂહર યાર બાશદ,
અઝાંન યારીયમ આસાન કાર બાશદ.

૭૦. ચીનવદ પુલ આગળ ફરોહર સાથે તે મારો મદદગાર થાય, અને તે મદદથી મારૂં કામ આશાન થાય.

ઝે અસ્માન્ ઇઝિદ ઇન ચર્ખે ગર્દાન,
બરે હર્ કસ સરફ્રાઝમ તો ગર્દાન.

૭૧. આ ફરતાં ગગનમાં આસમાન યઝદથી તું મને દરેક જન સનમુખ ચહડીયાતો અને માનવાળો કર,

તનમ રા કુન નેગેહબાન રૂઝે ઝમ્યાદ,
બેદેલ દર અઝ ખેરદ બેન્હી તો બુન્યાદ.

૭૨. જમયાદ રોજે તું મારાં બદનનું રક્ષણ કરજે, મારા દીલમાં તું ડહાપણનો પાયો નાખજે.

ઝે મારેસ્પંદ ’વસ્તા રાસ્ત ખાનમ,
બે ખૂબી દીનો આઇન રા બેદાનમ.

૭૩. મારેસ્પંદથી હું અવસ્તાનાં કલામ શુધ્ધ અને સાચી રીતે ભણું, અને દીનનો તરીકો હું બરાબર જાણું.

કલામે ઝંદ બા ઊ શુદ હવાલેહ.
ઝબાન રા બેહતરઝ શીરીન નવાલેહ.

૭૪. અવસ્તાનાં કલામ તે યઝદને હવાલે થયલા છે; તે કલામો ઝબાનપર મીઠા નવાલા કરતાં વધારે સારા છે.

બેમન બર મેહેરબાન ગર્દાન અનારામ,
ગોરોસ્માનમ દેહદ,—આન જાયે આરામ.

૭૫. અનેરાનને મારી ઉપર મહેરબાન બનાવ, કે તે મને આરામનું સ્થળ, ગરોસ્માન બહેશત આપે.

ઝે ઓઝૂં ઈઝિદ તનમ રા આબરૂઇ,
દેહી ચુન આબ સાફો બા નેકૂઈ.

૭૬. ઓઝં યઝદ (અપામ નપાત) તરફથી પાણી જેવી સાફ અને નિર્મળ આબરૂ તું મને આપ.

ઝે હોમ ઈઝિદ બેખ્શમ તનદોરોસ્તી,
હુવાદારીએ ફરૂઝન્દાનો ચોસ્તી.

૭૭. હોમ યઝદથી તું મને તંદરોસ્તી, તેમજ ફરજંદોની મહોબત અને ચાલાકી બખશ.

ઝે દહૂમાન કુન રવાનમ શાદો ખંદાન,
કે બાશદ બર સરે પોલ ઊ નેગેહ્બાન.

૭૮. દહમ યઝદથી મારાં રવાનને ખુશાલ અને હસતું કર, કે તે ચીનવદ પુલ આગળ મારો નેઘેહબાન થાય.

બે આન્જા બહ્રેહ્ દેહ્ ચન્દાન નેકૂઈ,
કે બર પોલ મન રવમ બા આબરૂઈ.

૭૯. ત્યાં મને નેકીનો એટલો બધો હિસ્સો આપ, કે ચીનવદ પુલ ઉપરથી હું બાઆબરૂ પસાર થાઉં.

બે આખેર કુન રવા ઇન મુદ્દઆયમ,
કે દર્ હર્ દો જેહાંન શાદી નેમાયમ.

૮૦. સેવટે મારી આ માગણીઓ તું કબુલ કર, કે જેથી બેઉ જહાનમાં હુ ખુશહાલ થાઉં.

બે ઈન બંદે બે લોત્ફે ખુદ શરફ દેહ,
હમે તક્સીરો જોર્મમ યક તરફ નેહ્.

૮૧. તારી મહેરબાનીથી આ બંદાને કીર્તિ બક્ષ, અને મારી બધી તકસીર તથા ગુનાહ એક બાજુએ મેળ.

ખોદાયા બામન્ ઈન અમ્શાસ્પંદાન,
પનાહો યારો રહ્બર કુન તો હઝમાન.

૮૨. અએ ખુદા! તું આ અમશાસ્પંદોને હંમેશા મારા પનાહ, સાથી અને રહેબર કર.

ઝે શૈતાંનો હમાન્ અઝ હફ્ત દીવાંન,
રેહાઈ દેહ્ તો અયે પાક યઝ્દાંન.

૮૩. અએ પાક ખુદા! શેતાનથી, તેમજ સાત દેવોથી તું મને છુટકારો બક્ષ!

કે જોર્મ ગરૂચે કારી મુશ્કેલમ હસ્ત,
વલી ઉમ્મીદ અકૂવત દર દેલમ હસ્ત.

૮૪. જો કે મારાં પાપને લીધે મારૂં કામ મુશ્કેલ થયું છે, તોપણ મારાં દીલમાં તારી માફીની ઉમેદ છે.

બે ગીતી પીશે ખલકમ પાયેગાહ દેહ,
બે મીનૂ દર બેહેશતમ જાયેગાહ દેહ.

૮૫. આ દુન્યામાં લોકો આગળ મને મોભો અને દરજ્જો આપ, મીનોઇ દુન્યામાં મને બહેસ્તની અંદર જગા આપ.

બે બહરામ્ ઇઝદત ફર્માય દાદાર,
કે બાશદ ઊ બે ગીતીઅમ નેગેહદાર.

૮૬. અએ દાદાર! બેહરામ યઝદને ફરમાવ કે આ દુન્યામાં તે મારો નેધેહદાર થાય.

પઝીરોફતમ વરા અઝ જાન ફેરેશ્તેહ,
કે બાશદ ખાસ અઝ નૂરત સેરેશ્તેહ.

૮૭. હું તેને દીલોજાનથી ફરેસ્તા તરીકે કબુલ રાખું છું, કારણ કે તે તારાં નુરમાંથી બનેલો છે.

દેહદ યારી બે ફીરૂઝીઓ નોસ્રત,
ઝેદાયદ અઝ દેલમ્ અંદુહો ઓસ્રત.

૮૮. ફતેહ ફીરૂઝી સાથે તે મને મદદ આપે, મારાં દીલમાંથી ગમ તથા મુશ્કેલી દફે કરી નાંખે.

ચુ ઊશ મન બે હર કારી બેખાનમ,
ફેરેસ્તી અઝ હોઝૂર આન મેહરબાનમ.

૮૯. જ્યારે હું તેને દરેક કામમાં યાદ કરૂં, ત્યારે તે મહેરબાન (બહેરામને) તારી હજુરથી મારી આગળ મોકલજે.

એજાબત કુન દુઆયમ અયે ખોદાયમ,
કે હસ્તી મેહરબાન દર દો સરાયમ.

૯૦. અએ મારા ખુદા! મારી દુવા કબુલ કર, કારણકે બેઉ દુન્યામાં તુંજ મારો મહેરબાન છે.

મને બીચારેહ અંદર પીચોતાબમ,
બેપીશે મરદોમાન અફઝાય આબમ.

૯૧. હું લાચાર, ગુંચવાડા અને મુશ્કેલીમાં છું; લોકોની સનમુખ મારી આબરૂનો વધારો કરજે.

કે તન હર્ દર્દો આઝારી કે બાશદ,
બેરાનો નીઝ તીમારી કે બાશદ.

૯૨. મારાં શરીરમાં જે હરેક દુઃખ કે બીમારી હોય, તેને હાંકી કહાડ. અને વળી જે કાંઇ ગમગીની હોય તે પણ દુર કર.

ખોદાયા મન પતેત દર દેલ બેદારમ,
બે ચેન્વદ પોલ તોઈ આમોરૂઝગારામ.

૯૩. અએ ખુદા! હું મારાં દીલમાં પસ્તાવો રાખું છું, ચીનવદ પુલ ઉપર તુંજ મારા ગુનાહ માફ કરનાર છે.

બેબખ્શાયમ બેબખ્શાયમ બેબખ્શાય,
બરીન બંદે દરે રહ્મત તો બોકુશાય.

૯૪. મારાં ગુનાહ માફ કર, મારા ગુનાહ માફ કર, મને મારી બક્ષ અને આ બંદા ઉપર તારી રહેમતનો દરવાજો ખુલ્લો કર.

---

## મુનાજાત ૧૯ મી (બેતોમાં)

### તેત્રીસ ફરેશ્તાઓની યાદ સાથની

### દસ્તુર જમશેદજી જામાસપજી આસાજીની જોડેલી.

એલાહી ચશ્મેએ ફૈઝત રવાન કુન,
દેલમ ઝાફાતે દૌરાન દર અમાન કુન.

૧. અએ ખોદા! તારી બખશેશનો ઝરો વહેતો કર, જમાનાની આફતોમાંથી મારાં દીલને સહી.સલામત રાખ.

એલાહી બીકસમ સૂયમ નઝર કુન,
ઝે અસ્રારે નહીસત બા ખબર કુન.

૨. અએ ખોદા! હું નાચાર છું, મારી તરફ નજર કર; તારા કીમતી ભેદોથી મને માહીતગાર કર.

મને બીચારેહ્ રા બેન્માય રાહી,
કે મીદારમ ચુ તો પોશતો પનાહી.

૩. મને નાચારને સારો રાહ દેખાડ, કારણકે હું તારા જેવાનોજ ટેકો તથા પનાહ ધરાવું છું.

ઝબાનમ બા દો ચશ્મો ગૂશ હમ્વાર,
ઝે આસારે બદી ઝેશ્તી નેગેહ્દાર.

૪. મારી ઝબાન, બે આંખ, તથા કાનને હંમેશાં ખરાબ અને ભુંડાં કામોની અસરથી બચાવ.

એલાહી આજેઝમ, બાશદ કે ગાહી,
બરીન મેસ્કીન બેયંદાઝી નેગાહી!

૫. અએ ખુદા! હું લાચાર છું, એવું બનશે કે કોઇ વખત તું આ મિસ્કીન ઉપર તારી નીઘાહ નાખે!

એલાહી આગેહી અઝ હાલે ઝારમ,
બે હસ્બે મુદ્દઆ કુન કારોબારમ.

૬. અએ ખોદા! તું મારી પરેશાન હાલતથી વાકેફ છે, મારી હાલતને મારી ધારણા મુજબ ધીકતી અને આબાદ કર.

બે મેસ્કીનીએ મન્ અઝ લોત્ફે બબ્શાય,
ઝે જાનો દેલ ઘમો અંદૂહ બેઝદાય.

૭. માયાની રાહે મારી નાચાર હાલત ઉપર રહેમ કર, મારા જાન તથા દીલમાંથી ગમ અને દીલગીરી ભુસી કાઢ.

દુઆયમ રા એજાબત હમ-એનાન કુન,
તો તક્વાયમ બરે ખલ્કાન અયાન કુન,

૮. મારી દુવાને તારી કબુલાત સાથે જોડ, મારી પહેરજગારીને દુન્યામાં જાહેર કર.

કે દીન યાબદ ઝે હુશે મન રવાજી,
નબાશદ અઝ કસાનમ એહ્તિયાજી.

૯. કે મારી હુશિયારીથી દીનનો ફેલાવો થાય, હું લોકોનો મોહતાજ રહું નહિ.

નમાઝમ રા શરફ દેહ્ અયે અઝીઝી,
બેરૂન કુન્ અઝ દેલે મન બીતમીઝી.

૧૦. અએ મારા કીર્તિવંત ખોદા! મારી બંદગીને મરતબો બખશ, મારા દીલમાંથી ઘેરડહાપણુ બહાર કહાડ.

રવાનમ રા સરાસર કૈફે અબ્બાર,
બે મહ્સૂદી મયાવર ઝર્રે આઝાર.

૧૧. મારા આત્માને સઘળા સત્તાબોથી ભરી નાખ, અદેખાઇના ભોગ થયેલા ઉપર (યાને મારી ઉપર) જરાબી દુઃખ ના પડવા દે.

હેલે મન મબ્જીને અસ્રારે ખુદ કુન,
ઝબાનમરા કેલીદે બારે ખુદ કુન.

૧૨. મારાં હૃદયને તારા ભેદનો ભંડાર કર, મારી ઝબાનને તારી દરગાહની ચાવી કર.

એલાહી બખ્તે મન રૈશન બેગર્દાન,
તનમરા અઝ અષેમ જૌશન બેગર્દાન.

૧૩. અએ ખોદા ! મારૂં નસીબ રોશન કર, મારાં તનને "અષેમ"ના કલામનું બખતર પહેરાવ.

સબાતમ બખ્શ દર રાહે અશૂઈ,
એનાયત કુન બે ઈન બંદે નેકૂઈ.

૧૪. અશોઇની રાહ ઉપર મને દ્રઢતા બખશ, તું આ બંદાને નેકી એનાયત કર.

ઝે દરૂહાયે કસાન દસ્તમ નેગેહ્દાર,
તો ગીરી દસ્તે મન અયે પાક દાદાર.

૧૫. લોકોનાં બારણાં ઠોકતાં મારા હાથને અટકાવ, અએ પાક દાદાર ! તુંજ મારો હાથ પકડ.

મરા હરૂગેઝ મકુન અઝ રાહે ખુદ દૂર,
બે મન બખ્શી ખોદાયા જાયે પોર નૂર.

૧૬. મને તારી રાહથી કદી દુર કરતો ના, અએ ખુદા ! મને નુર ભરેલી જગા બખશ.

બેનઝૂદીકીએ ઝરૂતોશ્તે સપેત્માન,
દેહી જાયમ ખોદાયા દર ગોરોસ્માન.

૧૭. અએ ખોદા ! ગરોસ્માન બહેશતમાં સ્પીતમાન જરતોસ્તની નજદીક મને જગા બખશજે.

ફેરાવાન રહ્મ કુન બર બંદેએ ખાસ,
કે તા અફૂઝાયદમ હર રૂઝ એખ્લાસ.

૧૮. તારા ખાસ બંદા ઉપર ઘણીજ મહેર કરજે, કે જેથી કરીને દરરોજ તારી તરફનો મારો એખલાસ વધતો જાય.

રવાનમરા ઝે પાકી તૂશેગી દેહ,
ઝે બદ કેરૂદારહા યક ગૂશેગી દેહ.

૧૯. મારા આત્માને પાકીજગીનો ખોરાક બક્ષ ! અને બદ કામોથી તેને અલગપણું આપ.

બે કોરૂબત બખ્શા તો જાયે સફાયમ,
રેહાની અઝ અઝાબે પોર જફાયમ.

૨૦. તારી નજદીક મને પાક જગા આપ, જહાંથી ભરેલા આઝીબથી મને છુટકારો બખશ.

ઝે અસ્રારે ખુદમ કશા હલકે દર ગૂશા,
ફેઝાઇ હેફૂઝ મારા અઝ સરે હૂશ.

૨૧. તારા ભેદથી મને તારી તાબેદારીમાં ખેંચ, હોશથી મારી યાદદાસ્ત શકિતમાં વધારો કર.

ઝે વસ્તા કારોબારમ્ રા રવાઇ
બેદેહ ખાલેક કે હસ્તમ બીનવાઈ.

૨૨. ઓ કીરતાર! અવરતાના કલામો પઢવાના પ્રતાપથી મારી હાલતને ધીકતી અને આબાદ કર, કારણકે હું ગુજરાનનાં સાધન વગરનો છું.

ઝે તો દારમ ઉમીદીરા કે દારમ,
મકુન દર 'મીનુઆન' તો શર્મસારમ.

૨૩. હું જે કાંઇ ઉમેદ ધરાવું છું, તે તારાથી ધરાવું છું, મિનોઇ દુન્યામાં તું મને શરમીંદા ના કરતો.

બેહર્ જાઈ બાશમ હમ્દમમ બાશ,
બેહર્ રાહી કે પૂયમ હમ્રેહમ બાશ.

૨૪. જ્યાંબી હું હોઉં ત્યાં તું મારો મિત્ર થા અને જેબી રસ્તા ઉપર હું દોડું, તે રસ્તા ઉપર મારો સાથી થા.

ખોદાયા દેલ બે દસ્તત દાદેઅમ મન,
બે રાહે બંદગી ઇસ્તાદેઅમ મન.

૨૫. અએ ખોદા! મેં મારૂં દીલ તુંને હવાલે કીધું છે, ભક્તિના માર્ગ ઉપર હું ઉભેલો છું.

નેશાને કૂયે વસ્લત પીશમ આવર,
હઝીઝમ રા બે ઔજે ખીશમ આવર.

૨૬. તારી હજુરની ગલી (રસ્તા)ની છધાણી મારી સનમુખ લાવ, હું નીચેમાં નીચે પડેલાને તારી ઉંચાઇએ લાવ.

સેફાલે જેસ્મે મન ગોલ-યાઝે ખુદ કુન;
દેલે મન અન્દલીબે રાઝે ખુદ કુન.

૨૭. મારાં શરીરનાં માટીનાં વાસણને તારા ગોલાબેથી ઉગતું અને ભરેલું કર, મારા દીલને તારા ભેદનું બુલબુલ બનાવ.

**મરા ચુન ઝીન જેહાન આયદ કેનારેહ,**
**ફેરેસ્તી ઇઝદાનરા બી શુમારેહ.**

૨૮. જ્યારે આ દુન્યાથી કીનારે થઇ જઇ ચાલી જવાનો મારો વખત આવે, ત્યારે બેશુમાર યઝદોને મોકલજે.

**સરૂશે પાક ગીરદ દસ્તે મારા,**
**બેજા આરદ હમે અલતાફહારા.**

૨૯. પાક શરોષ યઝદ મારો હાથ પકડે, અને બધી મહેરબાનીઓ વરસાવવાનું બજા લાવે.

**પતેત પયેવસ્તેહ બા કામો ઝબાન કુન,**
**અશેમરા હમ ગહે નઝૂઅમ રવાન કુન.**

૩૦. હંમેશાં પતેત મારાં તાળવાં તથા જીભમાં મુક, મારી છેલ્લી પળને વખતે 'અશેમ વોહુ'ના કલામો મારી જીભ ઉપર જારી કરજે.

**કે તા અહરીમને રીમન શવદ પસ્ત,**
**બે ગુસ્તાખી નયારદ ઝદ બેમન દસ્ત.**

૩૧. કે જેથી નાપાક અહેરેમન નીચો પડે, તું ડાઇ લાવી તે મને પોતાનો પંજો મારે નહિ.

**બવદ અઝ્દાએ મન ખન્નાસ પીશે,**
**બકૂરી મુત્તસેલ બાદા હમીશે.**

૩૨. મારા દુશ્મનો શયતાની પેશાના છે, તેઓ હંમેશાં અંધારાં સાથે જોડાયલા રહેજો.

**એલાહી દૂસતાંનમ ઘમ મબીનાદ,**
**વગર દોશ્મન બુવદ ખુશ-દમ મબીનાદ.**

૩૩. અએ ખોદા! મારા દોસ્તો ગમ ના જોતા, અગર જો કોઇ મારો દુશ્મન હોય તો તે સુખની પળ ના ભોગવતો.

**રવમ ઝીન જા ચુ સૂયે મીનુઇયાન,**
**બે ચેન્વદ પોલ રહે મન બાદ આસાન.**

૩૪. જયારે હું આ દુન્યામાંથી મિનોઇ દુન્યામાં જાઉં, ત્યારે ચીનવદ પુલ ઉપર મારો રસ્તો આસાન થજો.

**તો અયે બહમન બેયાઈ શાદ બા બખ્ત,**
**રવાનમરા દેહી અઝ કેર્ફેહા રખ્ત.**

૩૫. અએ બહમન અમશાસ્પંદ! તું આનંદ સાથે સારૂં નસીબ લઇને આવ, અને મારાં રવાનને સવાબનો અસબાબ બક્ષ!

સરૂશો મેહરો રશ્ન્ ઇઝદ હેસાબમ,
કુનંદ હમ વા રેહાનંદ અઝ અઝાબમ.

૩૬. શ્રરોષ, મહેર અને રશને યઝદો મારાં કામોનો હિસાબ કરે, તથા મને દોઝખની આફતમાંથી છોડવે.

અઝાન્જા બર સેતર-પાયેહ્ રસાનંદ,
ગોલે શાદી બે ફર્કેમન ફેશાનંદ.

૩૭. ત્યાંથી મન તેઓ સત્તર પાયાના બહેશત તરફ પુગાડે, ખુશાલીનાં ફુલ મારા માથાં ઉપર વધાવે.

બેગીરંદ દસ્તો બર મેહ-પાયેહ્ આરંદ,
બે મન અઝ મેહરબાની સાયેહ્ દારંદ.

૩૮. મારો હાથ પકડીને મને માહપાયાના બહેશત તરફ લાવે, મારી ઉપર મહેરબાનીનો છાયો બીછાવે.

વઝાંન તા પાયેચે ખુરૂશીદ તાબાંન,
કે હસ્ત્ અઝ દોર્રો યઅ્કૂતે દોરોખ્શાંન,

૩૯. અને ત્યાંથી પ્રકાશિત ખોરશેદ પાયાનાં બહેશત તરફ લાવે, કે જે મોતી તથા માણેકથી પ્રકાશે છે.

રસાનંદ હમ મરા આન્જા નેશાનંદ,
નેસારે ગૂનેગૂન બર મન ફેશાનંદ.

૪૦. ત્યાં મને પહોંચાડે અને બેસાડે, અને મારી ઉપર તરેહવાર નીસાર વરસાવે.

બે પીશે દાદગર દારંદે આરંદ,
ઝે મન સેજ્દાતે ગૂનેગૂન ગુઝારંદ.

૪૧. પછી ખોદા કે જે દુન્યાનો નેઘેહબાન છે, તેની નજદીક મને લાવે, અને મારી તરફથી ઘણી મીન્નત ગુજારી કરે.

ચુ સર બરદારમ આન્જા અયે એલાહી,
કુનમ ફર્યાદો લાબો ઉઝૂરખાહી,

૪૨. પછી અએ ખોદા! જ્યારે તે જગ્યાએ હું મારૂં સર ઉંચું ઉઠાવું, ત્યારે હું ફરીયાદ તથા આજીજી તથા ઓજરખાહી કરૂં

કે હીચમ નાયદ અઝ ગોફ્તારો કેરદાર,
સેતમ કર્દમ બે ખુદ અયે પાક દાદાર.

૪૩. કારણકે મારા બોલવા અને કરવાથી કંઇ હાંસલ થયું નથી. અએ પાક દાદાર! મેં મારી પોતાની ઉપર સિતમ કર્યો છે.

પઝીરી ઓઝ્રહા 'તોજેશ' ગુઝારમ,
ઝે યક તા દહ્ ઝે દહ્ તા સદ હઝારમ.

૪૪. હું એકથી દસ, દસથી સો હજાર માફી માગું છું અને તોજેશ ગુજારૂં છું, તે કબુલ રાખ.

બે બખ્શાયેશ રસીદ્દ ઇન બંદેહ્ સૂયત,
કે આવરદી વગરને સૂયે કૂયત?

૪૫. તારી મહેરબાનીથી હું તારી (ખોદા) તરફ પહોંચ્યો છું, નહિ તો કોણ મને તારી ગલીમાં (યાને તારી સનમુખ) લાવતે?

ખોદાવંદા બે દીને બેહ્ કે દાયમ
બેજાબત-પીશે ગર્દાની દુઆયમ.

૪૬. અએ ખોદા! જે ભલી દીન હું પાળું છું, તેને ખાતર મારી દુવાઓ કબુલ રાખ.

ખોદાવંદા બે જેહ્તે પાસબાની
બેસાઝદ રશ્ને ઇઝદ મેયહ્માની.

૪૭. અએ ખોદા! મારી પાસબાનીને માટે રશ્ને યઝદ મારી પરોણાગત કરે.

હઝારાન નીકુઇ બા મન બેસાઝદ,
ઝે દીન્દારીએ મન અઝ મન બેનાઝદ.

૪૮. હજારો ભલાઇ તે મારી સાથે કરે, મારી દીનદારીને ખાતર તે મારાથી મગરૂર અને ખુશી થાય.

બેહર્ કારમ નેમાયદ દસ્તગીરી,
ઝે હંગામે જવાની તા બે પીરી.

૪૯. તે મારાં દરેક કામમાં જુવાનીના વખતથી તે બુઢાપાના વખત સુધી મને સહાય થાય.

બુવદ ઇન બંદેરા દર હર મકાન યાર,
શફીએ મન બુવદ દર પીશે દાદાર.

૫૦. દરેક જગાએ તે મારો મદદગાર થાય, અને દાદારની હજુર તે મારી તરફથી ઓજરખાહી તથા ભલામણ કરનાર થાય.

સીઓસેગાન અમર્ગો રૈશનો પાક,
મરા દારન્દ દર કૌનૈન બીબાક.

૫૧. રોશન પાક તેતરીસે ફરેસ્તાઓ બેઉ જહાનમાં મને બ્હીક વગરનો રાખે.

ઝે યઝુદાન ઑહુમ્ અઝ બાબે એબાદત,
કે બાશદ બન્દગીઅમ રા ઝેયાદત.

૫૨. ખોદા તરફથી હું એક બંદા તરીકે માગું છું કે મારી બંદગીમાં વધારો થાય.

ગનામીનો ઝે મન દર "શીનમૂઈ,"
નેગુન્સાર ઉફતદ બા ઝર્દ-રૂઈ.

૫૩. ધનામીનેઃ મારાથી "શીનમુઇ" ગુનાહમાં (યાને રડવા કુટવામાં) ફિક્કા ચહેરા સાથે ઉંધે મસ્તક પડે.

તો અય બહ્મન નેકૂ નીયત બેબખ્શા,
'અકોમન' દૂર દારો હૂશ વખ્શા.

૫૪. અએ બહમન અમશાસ્પંદ! તું મને નેક નૈયત બખશ, અકોમન (બહમનના હરીફ)ને દુર રાખ, અને મારી હોંશનો વધારો કર.

ઝે ગાવો ગૂસફંદાંન મન્ફઅત બખ્શ,
નશાયદ તા કે આઝારમ, કુનમ પખ્શ.

૫૫. ગાવ ગોસ્પંદાથી મને ફાયદો બખશ, એવું નહિ થાય કે હું તેઓને દુઃખ દેઉં અને ઇજા પહોંચાડું.

તો અયે અર્દીબેહેશ્તે વીઝેહ્ મારા,
દેહી અંદર ગોરોસ્માંન પાક જારા.

૫૬. અએ પાક અરદીબહેશત અમશાસ્પંદ! મને પાક ગરોસ્માન બહેશતમાં જગા આપ.

ઝે નૂરે ખીશ બખ્શા સોર્ખ-રૂઈ,
બેયાવર બર ઝબાન હરૂજા નેકૂઈ.

૫૭. તારાં નુરથી મને પ્રકાશિત ચહેરો (યાને આબરૂ) બખશ, દરેક જગાએ મારી ઝબાન ઉપર (નેકીનાજ) લબ્ઝ લાવજે.

તો શહરીવર બેશવ દર શોગ્લ યારમ,
ઝે એફ્લાસે જેહાન મહ્ફૂઝ દારમ.

૫૮. અએ શહેરીવર અમશાસ્પંદ! તું મારાં કામકાજમાં મારો મદદગાર થજે, જેહાંનની ગરીબાઇથી મારૂં રક્ષણ કરજે.

ઝે સીમો ઝર ફરાવાંન ગંજમ આવર,
નમત્તોહા અઝ્ બીરંજમ આવર.

૫૯. સોના રૂપાંનો મોટો ગંજ મને આપ, મને રંજ વગર તેમાંથી ફાયદો આપ.

ગુનાહી કાન ઝે મન દર દામત્ આમદ,
મઆફ્રમ કુન કે બંદેહ્ રામત આમદ.

૬૦. જે ગુનાહ કરી હું તારા ફંદમાં ગીરફતાર થયો છું તે ગુનાહ માફ કર, કારણકે હું હવે તારો તાબેદાર બંદો થયો છું.

ઝે એસ્ફંદારમદ દારમ ઉમીદી,
કે ઊ 'બુન્દે મનેશ' બખ્શદ નવીદી.

૬૧. અસપંદારમદ અમશાસ્પંદ તરફથી હું એવી ઉમેદ રાખું છું કે તે સંપુર્ણ મનશની અને સારાં કામોની રૂડી ખબર મને આપે.

ઝે અફ્આલે જમીલમ બોર્દબારી,
અતા કુન બા મતાએ ખાકસારી.

૬૨. સારાં કામોમાંથી સહનશીલતા અને તે સાથે નમ્રતાનો અસબાબ મને બખશ.

તો અયે ખોર્દાદ હસ્તી સાહેબે સાલ,
હમે અઓકાત દારીઅમ નેકુ હાલ.

૬૩. અએ ખોરદાદ અમશાસ્પંદ! તું સાલોનો સાહેબ છે, મને દરેક વખતે સારી હાલતમાં રાખ.

ઝે ઓમ્રે જાવેદાની દેહ્ ઉમીદી,
હમઝ શીરીન ઝબાનીઅમ નવીદી.

૬૪. મને જાવેદાન જીંદગીની ઉમેદ આપ: મને શીરીન ઝબાન બખશવાની રૂડી ખબર આપ.

તો અયે મોર્દાદ દાદમ દેહ્ શબો રૂઝ,
ચેરાઘે અક્લે મન રોશન બરફ્રૂઝ.

૬૫. અએ અમરદાદ અમશાસ્પંદ! રાત દીન તું મારી ફરીયાદે પહોંચ, અને સહાયથી મારી અકકલના ચેરાગને રોશન બળતો કર.

બરે એશરત બેદેહ્ શાખે તનમરા,
ગોલે શાદી બેયાવર ગોલ્શનમરા.

૬૬. મારાં બદનની ડાંખળી ઉપર મોજમજાહનાં ફળ આપ, મારા બાગમાં સુખ અને ખુશાલીનાં ફુલ લાવ.

ફરાખી દેહ્ બે રેઝ્કે જાવેદાનેહ,
બે રૂઝીએ હલાલમ કુન નેશાનેહ.

૬૭. હંમેશગીની રઝકરોટીથી મને આબાદી આપ, મને હલાલ રોજી મેળવનાર તરીકે જાણીતો કર.

તો અગે દેબાદરમ ખુશનૂદ દારી,
હમે કારમ બે નફ્ઓ સૂદ આરી.

૬૮. અએ દેપાદર! તું મને ખુશનુદ રાખ, મારાં સઘળાં કામો નફાકારક તથા ફાયદેમંદ કર.

બેયફ્ઝા હૂશો અકલમરા શબોરૂઝ,
બુયદ અઝ ઐશ હર રૂઝમ ચુ નૌરૂઝ.

૬૯. રાતદીન મારી હોશ અકકલમાં વધારો કર, મારો દરેક દિવસ ખુશી ખુરમીને લીધે નવરોઝના જેવો થાય.

તો આદર્ ઇઝદમ મકબૂલ ગર્દાન,
બે હમ્દે દાદગર મશ્ગૂલ ગર્દાન.

૭૦. અએ આદર યઝદ! તું મને પસંદ કરવા લાયક અને માનીતો કર, દાદગરની સેતાયશમાં મને મશગુલ કર.

તો ફ્ર્કે મન બેનેહ તાજે કયાંની,
નેમાયમ ગંજે મદ્ફૂનો નેહાની.

૭૧. મારાં માથાં ઉપર કયાની તાજ મેળ, દટાયલો અને છુપો ખજાનો મને દેખાડ.

બેયા આબાંન બે સૂયમ નીક-આવાંન,
દેલમરા શોસ્તો શુઇ દેહ ફરાવાન,

૭૨. અએ આવાં યઝદ! તું શુભ હીંગામે મારી તરફ આવ, મારાં હૃદયને ધોઇને ઘણુંજ સાફ કર.

કેતા મન્ઝેલ કુનદ આંન ઝર્રેએ પાક,
દરૂને મન શવદ્ અઝ વયે ખોરેહનાક.

૭૩. કે જેથી તે પવિત્ર રજકણ (atom) મારાં હૃદયમાં મુકામ કરે, અને તેનાથી ખોરેહમંદ થાય.

અયા ખોરશીદ બખ્શામ સરફરાઝી,
કે માનદ દુશ્મનમ દર જાન-ગુદાઝી.

૭૪. અએ ખુરશેદ યઝદ! મને સરફરાઝી બખશ, કે જેથી મારા દુશ્મનનો જીવ બળી જાય.

દો ચશ્માને મરા પોર નૂર દારી,
હમીશે બા ખુશીઓ સૂર દારી.

૭૫. મારી બેઉ આંખોને નુર ભરેલી કરજે, હંમેશાં મને ખુશી ખુરરમીમાં રાખજે.

તો અયે મહ્ માહો સાલમ ખુશ ગુઝારી,
સવાબમરા બે ગંજે હક સેપારી.

૭૬. અએ મહોર યઝદ! મારા મહીના તથા સાલ ખુશ પસાર કરાવજે, મારાં કામોને ખોદાના ખજાનામાં સોંપજે.

ફ્રરાહમ આર રેઝ્રુકે મન ઝે દાદાર,
બેદીન બીકસ હકીર્ આન્રા તો બેસ્પાર.

૭૭. દાદાર તરફથી મારી રઝકરોજીની ગોઠવણ કરજે, અને આ નિરાધાર મુફ્લેસ બંદાને તે સપુરદ કરજે.

તો તેશતર અખ્તરાંને સઅ્દ હુમ્વાર,
બે જેહ્તે બખ્તે મન ખાહી ઝે દાદાર,

૭૮. અએ તીશ્તર યઝદ! ખોદા પાસેથી મારાં નસીબને માટે સારા શુકનવાળા સેતારાની માગણી કરજે.

કે તા એક્બાલ એસ્તેક્બાલમ આયદ,
હમે એદ્બારે મારા દર રોબાયદ.

૭૯. કે જેથી મારૂં નસીબ મને એસ્તેકબાલ લેવા આવે, અને મારાં ખરાબ નસીબને દફે કરે.

રવાનમ બા રવાને ગાવીઓદાદ,
મુસાહેમ કુન તો 'ગુશ' અયે પાકે બા દાદ.

૮૦. અએ પાક દાનસાપી ગોશ યઝદ! મારાં રવાનને ગાવ્યો દાદનાં રવાન સાથે ભાગીયો કર.

તો અયે દેઅ્મેહ્ર રાદો કામરાન કુન,
સફાએ કલ્બ દેહ પાકીએ જાન કુન.

૮૧. અએ દએપ મહેર યઝદ! તું મને સખી અને ફ્તેહમંદ કર, સાફ અંતઃકરણ આપ, અને મારા આત્માને પાક કર.

મોરાદે મન બરાવર હર ઝમાનેહ,
ઝે વસ્વાસે શયાતીન દેહ્ અમાનેહ.

૮૨. દર વખતે મારી મુરાદ બર લાવ, શએતાનની લાલચો અને વસવસાથી મને સલામતી આપ.

ઝે મેહ્રે મેહ્ર-અફરૂઝસ્ત ઉમ્મીદ,
નબાશદ કસ ઝે મન ઝેન્હાર નોમીદ.

૮૩. મોહબત ઉશકેરનાર મહેર યઝદ તરફથી એ ઉમેદ રાખું છું કે મારાથી કોઇ શખસ કદી નાઉમેદ થાય નહિ.

રદાંનો બેખુદાન સુયમ ગેરાયંદ,
હમીશે મેહ્વર મારા દર ફઝાયંદ.

૮૪. વડા અને ડાહયા લોકો મારી તરફ ઢળેલા રહે, તેઓ હંમેશા મારા ઉપર મહોબ્બત માયાનો વધારો કરે.

બેયા દસ્તૂરે દર્ગાહે ખોદાવંદ,
સરૂશે પાક બા 'વર્ઝો અમાવંદ;'

૮૫. અએ ખોદાતાલાની દરધાહના વજીર વર્ઝોઅમાવંદ પાક સરોષ યઝદ! ચપળતા તથા હિંમત સાથે તું આવ.

બરાયે નીક-કારીઅમ શરફ દેહ,
હેસાબે બાતેલમરા યક તરફ નેહ.

૮૬. નેક કામ કરવાને માટે મને લાયકાત તથા બુલંદી આપ, મારાં ખોટાં કામોના હિસાબને એક બાજુએ મેલ.

તો રશ્ને આદલી, હમ લોત્ફ ફર્મા,
સવાબમ ચીન, ગુનાહમરા બેફર્સા;

૮૭. અએ ઇનસાફી રશ્ને યઝદ! મારા ઉપર મહેરબાની કર, મારાં સારાં કામો ચુંટી કહાડ અને મારા ગુનાહને ભુસી નાખ.

બે મીઝાને અદાલત કેર્ફેઅમ સંજ,
ઝે પોલ બેગઝાર મારા શાદો બીરંજ.

૮૮. (ખોદાતાલાની) અદાલતનાં ત્રાજવામાં મારાં સારાં કામો જોખ, અને ચીનવદ પુલ ઉપરથી મને ખુશાલ તથા રંજ વગર પસાર કર.

તો ફરૂવરદીન બે નીરૂ બખ્શ યારી,
મયાવર હીચ ગેહ દર શર્મ સારી;

૮૯. અએ ફરવરદીન યઝદ! મને તારાં કૌવત અને જોરથી મદદ બખશ; કોઇબી વખતે મને શરમીંદગીમાં નાખતો ના.

રવાને મન ગુઝારી દર ગોરોસ્માન,
બે પીશે દાદગર બા નક્દે ઇમાન.

૯૦. મારાં રવાનને ગરોસ્માન બહેશ્તમાં દાદાર હજુર યકીન અને ઇમાનના સિકકા સાથે લઇ જા.

તો અયે બહરામ ફીરૂઝી-ગરી કુન,
સરે અઅ્દાયેમા બી યાવરી કુન,

૯૧. અએ બહેરામ યઝદ! તું મને ફત્તેહમંદી બખશ, મારા દુશમનોને મદદગાર અને મિત્ર વગરના કર.

બે હર્ ગાહો શબો રૂઝો મહો સાલ,
બે ફતેહે તાઝેઅમ કુન રૌશન્ અફ્આલ.

૯૨. રાત દીન, મહિના અને વરસમાં દરેક વખતે મને નવી ફતેહથી રોશન કામોનો કર.

તો રાંમ્ ઇઝદ બેયા દેલ-સુઝિયમ કુન,
ઝે ઐશો એશ્રતમ બર-તુઝિયમ કુન,

૯૩. અએ રામ યઝદ! આવ અને મારી દીલસોજી કર, અયશ અને ખુશાલીથી મને ભરપુર કર.

બે અન્વાએ તરબ બઝ્મમ્ બેયારા,
દેલમ્રા ઐશ ગર્દાન આશકારા.

૯૪. તરેહવાર આનંદથી મારી ખુશીની મજલેસ શણગાર, અને મારાં હૃદયને ખુશી ખુરમા જાહેર કર.

બેયા બૉદ્ ઇઝદા આગાહિયમ કુન,
મદદ શવ રેહો હમ્રાહિઅમ કુન;

૯૫. અએ ગુવાદ યઝદ! તું આવ અને મને બીદાર અને વાકેફ કર, મારો મદદગાર અને સાથી થા.

રવાનમ્રા રવાંની દેહ્ બે હર્જા,
ઝે ગુમ્રાહી રેહાનો રાહ્ બેન્મા.

૯૬. મારાં રવાનને દરેક જગાએ વસીલા અને આંટવાળું કર, ગુમરાહીથી તેને છોડવ, અને (નેક) રાહ દેખાડ.

તો અયે દેપ્દીન અઝીઝી બખ્શ હમવાર,
બેપીશે પાદેશાહાંને નેકૂ કાર,

૯૭. અએ દેપદીન યઝદ! મને તું હંમેશાં ભલા પાદશાહની નજદીક માનવંતો અને માનીતો રાખ.

કે તા અઝ મન રહે બેહ્ દીન શનાસંદ,
ઝે રાહે તારે અહ્રીમન હેરાસંદ.

૯૮. કે જેથી મારાથી ભલી દીનનો માર્ગ તેઓ જાણે, તથા અહેરેમનના અંધારા માર્ગથી બીહે.

ઝે દીન્દારી તો દીન બખ્શા હેદાયત,
કરમ ફર્મા ઉલુમે લા-નેહાયત;

૯૯. અએ દીન યઝદ! દીનદારીની રાહબરી તું મને કર, બેહદ ગ્યાન તથા એલમ મને બખશ.

મેયાનમરા બકોસ્તી બસ્તેહ્ દારી,
ઝે બાદફરાહે દૂઝખ રસ્તેહ્ દારી.

૧૦૦. મારી કમરે હંમેશાં કુસ્તી બાંધેલી રાખ, દોજખની સજાથી મને છુટકારો આપ.

દરીઘા દીન કે દર આખેર હઝારેહ,
રસદ આફત બેહૂ અઝ હર કેનારેહ!

૧૦૧. હાય અફસોસ, ઓ દીન! કે તુને આખરના હજારામાં દરેક ઠેકાણેથી આફત પહોંચશે.

તો અર્શેશંગ ગંજે કેર્ફેહારા,
અતા સાઝી બર્ આરી મુદ્દઆરા,

૧૦૨. અએ અશીશવંઘ યઝદ! સવાબના ગંજની બખશેશ કર, અને મારી મુરાદ બર લાવ.

બે સીમો ઝર મરા મઅમૂર ગર્દાન,
બે રૂહમ તાબ દેહ પોરનૂર ગર્દાન.

૧૦૩. સોના રૂપાંથી મને ભરપુર કર, મારાં રૂહને પ્રકાશ આપ, અને તેને નુરથી ભરેલું કર.

બેયા અશ્તાદ બર કલ્બમ ગુઝર કુન,
તો ફતહુલ બાબે હર ગૂને હુનર કુન.

૧૦૪. અએ આસ્તાદ યઝદ! તું આવ, મારાં અંતઃકરણમાં પસાર થા, અને તેને દરેક કીસમના હુન્નરથી ફતેહમંદ બનાવ.

ફરાવાન અઝ હોનરહાએ દરેમેહ્ર,
બેયામૂઝી કે બાશદ રૌશનમ ચેહ્ર.

૧૦૫ દરેમહેરને લગતા ઘણાક હુનરો તું મને શીખવ, કે જેથી મારો ચહેરો રોશન રહે, (યાને હું શરમીંદો થાઉં નહીં).

ઝે તો અયે આસમાન અયે સાહેબે જાહ,
મોરાદી ઇનચેનીન ખાહમ બેહર્ ગાહ,

૧૦૬. અએ આસ્માન યઝદ! અએ મરતબાના સાહેબ! હું એવી મુરાદ હર વખતે ચાહું છું કે—

કે દાયેમ પીશેહાએ નીક દારમ,
શવદ આરાસતે ઝાંન કારોબારમ.

૧૦૭. હું હંમેશાં નેક ધંધો કરૂં, જેથી મારૂં કામકાજ શણગાર પામેલું અને ધીકતું થાય.

તો અયે ઇઝ્યાદ દેલ બર જાયે દારમ,
એનાયત કુન બેતાબી બા વકારમ;

૧૦૮. અએ જમયાદ યઝદ ! તું મારૂં હૃદય ઠેકાણે રાખ, (દૃઢ રાખ) અને મને ગંભીરાઇ ભરેલી બોલવાની છટા બખશ.

બે દીને બેહ્ સબાતી દેહ્ ચનાંનમ,
કે નક્શદ જૌરે પાદેફ્રે રવાનમ.

૧૦૯. ભલી દીન ઉપર મને એવી તો કાયમ આસ્થા આપ, કે મારૂં રવાન (દોઝખની) સજાનો સીતમ નહિ ખેંચે.

ચુ મારેસ્ફંદ ગર્દદ મીઝબાનમ,
અવસ્તા-ખાંન બેગર્દાનદ ઝબાનમ;

૧૧૦. જ્યારે મારેસ્પંદ યઝદ મારો મેજબાન અને મુરબ્બી થાય ત્યારે તે મારી ઝબાનને અવસ્તા ભણતી કરે.

હમી ખાહમ કે વસ્તા હીચ ગાહી,
ન ફર્મૂશમ ઝે મન હીચ રાહી.

૧૧૧. હું એવું માગું છું કે કોઇબી વખતે તથા કોઇબી રવેશે અવસ્તાનાં કલામો પઢવાનું હું ભુલું નહિ.

ગરોસ્માંન જાયગાહમ કુન અનારાંમ,
કે યાબદ જાને મન જાવીદ આરામ.

૧૧૨ અએ અનેરાન યઝદ! ગરોસ્માન બહેશ્તમાં મારી જગા કર, કે જેથી મારાં રૂહને કાયમનો આરામ મળે.

રવાનમરા સરાસર પોર ઝિયા કુન,
મેસે બી એઅ્તેબારમ કીમિયા કુન.

૧૧૩. મારા આત્માને પુરેપુરો નુરથી ભરપુર કર, મારાં કીંમત વગરના અને નકામા તાંબાને તારા કીમીયાના પ્રતાપથી સોનુ બનાવ.

કુની અયે બોર્ઝૂ ઇઝદ પાદેશાહમ,
તો બાશી હર ઝમાન પોશ્તો પનાહમ.

૧૧૪. અએ બરજો યઝદ! તું મને પાદશાહ (જેવો) બનાવ અને હર વખતે મારા ટેકા તથા પનાહ સમાન થા.

ફ્રાવાન અઝ ગુનાહમ શોસ્તે ગર્દદ,
બે વસ્તા ચુન સનાયત ગોફ્તે ગર્દદ.

૧૧૫. હું જ્યારે અવસ્તા પઢીને તારી સિફ્ત ગાઉં છું, ત્યારે મારા પુષ્કળ ગુનાહો ધોવાઇ જાય છે.

જવાન બખ્તી દેહો ફાલે નેકૂઇ,
ગુઝારી ઓમ્રે મન બા સોર્ખરૂઇ.

૧૧૬. તું મને સારૂં ખીલતું નસીબ અને સારા સગન આપ, અને મારી જીંદગી રોશન ચહેરા સાથે (યાને આબરૂ સાથે) પસાર કરાવ.

તો હોમ ઇઝદ મરા દેલ દેહ બેહરૂકાર,
બે ફર્ઝન્દાને મન શવ યારો ઘમખાર;

૧૧૭. અએ હોમ યઝદ! તું દરેક કામમાં મને હિંમત આપ અને મારાં ફરઝંદોનો દોસ્ત અને દીલસોજ થા.

ઝે એશરત જામે શાંન હમવારેહ પોરૂદાર,
બેદારી દૂર અઝ હર ગૂનેહ આઝાર.

૧૧૮. હંમેશા તેઓની જામ ખુશાલીથી ભરપુર રાખ, દરેક પ્રકારનાં સંકટથી તેઓને દુર રાખ.

ઝે એલ્મે દીનો દોન્યા બહરેવર કુન,
હમે અઅદાએ શાન્ રા દર બેદર કુન.

૧૧૯ તેઓને દીની અને દુન્યાઇ જ્ઞાનથી હિસ્સાવાળા કર, અને તેમના સઘળા દુશ્મનોને દરવાજે દરવાજે રખડતા, ઘરબાર વગરના, ભીખ માંગતા કર.

ઝે તો ખાહમ મન અયે દહમાન ચેનીની,
કે નારી બર ઝબાન જોઝ આફરીની.

૧૨૦. અએ દહમ યઝદ! હું તારી પાસેથી એ માગું છું કે આફરીન અને સેતાયશ શિવાય મારી ઝબાન ઉપર બીજું કાંઇ તું લાવે નહિ.

મનેશરા તોર્ફતુલઐની બેખખ્શાય,
બે એલ્હામે ખોદાઇ રાહ બેન્માય.

૧૨૧. આંખના પળકારામાં મને આત્માની મોટાઇ બખશ, અને ખોદાઇ ખ્યાલાત (divine inspiration) તરફ મને દોરવ.

અનુશે રૂહ ઝર્તોશ્તે સપેત્માન,
શરફ બખ્શદ બે ખેદ્મત દર ગરોસ્માન;

૧૨૨. અનોશેહ રવાનવજો સ્પીતમાન જરતોશ્ત ગરોસ્માન બહેશતમાં પોતાની હાજરીથી મને બુલંદી આપે.

બે દીને બેહ ચેનાન બખ્શદ સબાતી,
કે ખાંનદ આફરીન હર ઝી-હયાતી.

૧૨૩. ભલી દીન તરફ મને તે એવી તો કાયમ આસ્થા બખશે કે દરેક જીવડો મને આફરીન કરે અને શાબાશી આપે.

પરસ્તારમ અગર્ચે શર્મસારમ,
તોરા મખ્લૂમ અયે હક આંચે દારમ.

૧૨૪. હું તારો બંદો છું, જો કે મારાં કામોથી શરમીંદો છું. અએ ખોદા! મારી પાસે જે છે તે (યા મારામાં શું એબ છે) તે સર્વે તુને માલમ છે.

અજબ ને કઝ તો લુત્ફી બરમન આયદ,
કે મુન્એમ બર ગદા દેલસૂઝ બાયદ.

૧૨૫. જો તારી મહેરબાની મારી ઉપર ઉતરે, તો તેમાં અજબ થવા જેવું કાંઇ નથી, કારણકે તવંગરે ભીખારી તરફ દીલસોજ થવું જોઇએ.

ચે બાશદ ગર ગદાએ બીનવાઇ
બે ખાંને આમે તો યાબદ સલાઇ.

૧૨૬. અગરજો ગુજરાનના સાધન વગરના એક ભીખારીને સઘળાઓને માટે બીછાવેલી ખાણાની મેજ ઉપર નોતરવામાં આવે તો શું થયું?

મુઅત્તલ કયે ગુઝારી હીચ કસ્ રા?
બુવદ દસ્તે દુઆ હર ખારો ખસ્ રા.

૧૨૭. તું કયારે કોઇબી શખસને રદ કીધેલો અને તજેલો પડતો મેલે છે?—કારણ કે કાંટા અને નકામા ઘાસને પણ દુવા અને આજીજીમાં લંબાવવાને હાથ છે.

ખોદાવંદા મુનાજાતમ પઝીરી
હરાન કુ ખાનદ ઊરા દસ્તગીરી.

૧૨૮. અએ ખોદા! મારી મુનાજાત કબુલ કર, જે કોઇ તે પઢે તેને તું સહાય થા.

દેહી દાયેમ મરા ઉમ્મીદવારી,
કે "ખાહી યાફ્તે દર દેલ હર્ચે દારી."

૧૨૯. તું મને હંમેશાં આવીને ઉમેદ આપ કે "તારાં દીલમાં જે કંઇ મુરાદ હશે તે બર આવશે."

એલાહી હરકે ખાનદ ઇન મુનાજાત,
રવા ગર્દાનિયશ હર ગૂને હાજાત.

૧૩૦. અએ ખોદા! જે કોઇ આ મુનાજાત ભણે, તેની દરેક જાતની હાજત બર લાવ.

મોરાદે દેલ બે આન બંદેહ અતા કુન,
બે હસ્બે ખાન્દનશ હાજત રવા કુન.

૧૩૧. તે મુનાજાત પઢનારની દીલની મુરાદ તું બખશ, અને તેનાં પઢવાના પ્રમાણમાં તેની હાજત પાર પાડ.

બેદેહ દૂરી ઝ દીવો અઝ ગુનાહુમ,
ખોદાયા દેહ બે સૂયે ખુદ પનાહુમ.

૧૩૨. દેવ અને ગુનાહથી મને દુર રાખ, અય ખોદા! તારી પોતાની તરફ મને આશરો આપ.

હુમે દુન્યા બે કામે મન ગુઝારી,
બે ઓકૂબા વસ્લે ખુદ દર પીશ દારી.

૧૩૩. તમામ દુન્યાને મારી ઇચ્છા મુજબ ચલાવ, (યાને મારી તમામ દુન્યાઇ ઇચ્છા પાર પાડ), પેલી દુન્યામાં તારી સાથના મેલાપની આશા મારી આગળ કર.

બે નાઝો નેઅ્મતમ્ આબાદ ગર્દાન,
બે દુન્યાઓ બે ઓકૂબા શાદ ગર્દાન.

૧૩૪. પૈસા ટકા અને ન્યામતના લાડમાં આબાદ રાખ, આ તથા પેલી દુન્યામાં મને ખુશાલ કર.

---

## મુનાજાત ૨૦ મી (બેતોમાં.)

### તેત્રીસ ફરેસ્તાઓની યાદ સાથની.

### દસ્તુર દારાબ હોરમઝદિયારની.

યઝદ 'હર્વસ્તૂનો ચમગ હુસેપાસ,'
ઓરહમંદ હુર્મઝૂદે નીકી-શનાસ,

૧. અય તમામ જાણનાર, અમર્ગ, શુક્રાના કરવા લાયક યઝદ; અય ખોરેહવાલા, નેકીના પીછાણુ કરનાર અહુરમજદ!

બેકુન ઝેંદગાની તો મારા ફરાખ,
બે યારાનો ખીશાનો પૈવંદો શાખ.

૨. તું મારી, મારા દોસ્તની, ખેશીઓની, સગાંવહાલાંઓની અને કુટુંબ કબીલાની જીંદગી લાંબી કર.

બે ફર્માય બા બહુમન્ અમશાસપંદ,
કે દારદ બે ગીતી મરા અર્જમન્દ.

૩. તું બહમન અમશાસ્પંદને ફરમાવ કે તે મને દુન્યામાં માન પામેલો રાખે.

ક્રે દીબાએ ઝરૂબફ્ત પૂશેશ મરા,
બે બખ્શદ દેહદ ખલ્અતે પોર સફા.

૪. તે મને સોનેરી જડાવ સાથનાં કપડાં બક્ષે, તથા તમામ સફાઈદાર પોશાક આપે.

બે મર્દુમ બેસાઝદ મરા આશતી,
હમીશે દેહદ બર ઝબાન રાસતી.

૫. માણસો સાથે મને સલાહસંપમાં રાખે, મારી જબાનને હંમેશાં રાસ્તી આપે.

મનશનીએ મન દારદ ઊ ખૂબતર,
રેહાનદ રવાને મરા અઝ સકર.

૬. તે મારી મનશનીને વધારે સારી રાખે, તથા મારાં રવાનને દોજખથી છોડવે.

રસાનદ રવાનમ બેકોર્સીઓ અર્શ,
અબા જામેઓ સાઝો ઝરૂબફ્તો ફર્શ.

૭. મારાં રવાનને કીમતી ગાલીચા તથા સોનેરી સાજ સાથે નવમાં આસમાનની બેઠકે પહોંચાડે.

નેગેહબાને મન કુન તો અર્દીબેહેશ્ત,
કે બેદ્હદ મરા જાયે રૌશન બેહેશ્ત.

૮. અરદીબેહશ્ત અમશાસ્પંદને તુ મારો નેઘેહબાન કર, કે તે મને રોશન બહેશ્તની જગા આપે.

બેગીતી મરા શાદ કામી દેહદ.
બે મીનૂ બરમ મેહરબાની નેહદ,

૯. આ ગેતીની દુન્યામાં તે મને ખુશી ખુરમી આપે (અને) મીનોઈ દુન્યામાં મારા ઉપર મહેરબાન થાવ.

બેફર્મા બે શહરીવર્ અયે દાદગર,
કે બખ્શદ બે ગીતી મરા સીમો ઝર.

૧૦. અએ દાદગર ! શહરેવર અમશાસ્પંદને ફરમાવ કે તે મને આ ગેતીની દુન્યામાં સોનું, રૂપું ( દોલત ) બખશે.

બેપીશે બોઝોર્ગાનો નામ આવરાન,
મરા આબરૂઇ નેગેહ દારદ આન.

૧૧. બુઝોર્ગ તથા નામાંકિત માણુસોની સનમુખ તે મારી આબરૂ જાળવી રાખે.

બેહુરૂજા દેહદ ઇમની મર મરા,
દેહદ શાદકામી ફેરૂજૂન્તર મરા.

૧૨. હર જગાએ તે મને સલામતી બખશે, તથા મારી ખુશી ખુરમી જ્યાદા કરે.

બેકુન પાસબાનમ સપંદારમદ,
કે બર રૂયે અર્ઝમ ફરાખી દેહદ.

૧૩. સ્પંદારમદ અમશાસ્પંદને તું મારો પાસબાન કર, કે તે આ ધરતીની સપાટી પર મને દરેક ચીજમાં આબાદી બક્ષે.

બેજાયે અશૂઆન મકામમ દેહદ,
બેમન શફ્કતો મેહરબાની નેહદ.

૧૪. અશો લોકની જગ્યાએ મને મુકામ આપે, મારી ઉપર દયા તથા મહેરબાની કરે.

બે ખોર્દાદો મોર્દાદ ફર્મા ચેનાન,
કે બાશદ નેગેહબાને મન નાતવાન;

૧૫. ખોરદાદ તથા અમરદાદ અમશાસ્પંદને તું એવું ફરમાવ કે તેઓ હું નાતવાનના નેધેહબાન થાય.

બે હર મુશ્કેલી કારમ આસાન કુનદ,
બે મન ચાર પાયાન ફરાવાન કુનદ.

૧૬. દરેક મુશકેલીમાં મારૂં કામ આસાન કરે, તથા મને ચોપમાં પશુઓની (ગોસ્પંદો) બક્ષેશ કરે.

કુનદ જાને મન સબ્ઝો શાદાબ નીઝ,
રસાનદ નેકુ નેઅ્મતો ખાનો ચીઝ.

૧૭. વળી મારાં જાનને તાજું અને ખીલતું તથા ખુશાલ કરે, તથા મને ભલી ન્યામતો અને ખાવાની ચીજો પહોંચાડે.

તો આદર યઝદ કુન નેગેહબાને મન,
કે પોર નૂર દારદ મરા જાનો તન.

૧૮. તું આદર યઝદને મારો નેધેહેબાન કર, કે મારા તન અને જાનને નુરથી ભરેલું રાખે.

રસાનદ બે પીરૂઝી ઊ મર મરા,
દેહદ ખોરરમીઅમ બે હર દો સરા.

૧૯. તે મને ફતેહની ટોંચે પહોંચાડે, (અને) બેઉ દુન્યામાં મને ખુશી ખુરમી આપે.

બે આબાન બેફર્માય અયે દાદગર,
કે જાનમ કુનદ રૌશનો તાઝેહતર.

૨૦. અએ દાદગર દાવર! આવાં યઝદને તું ફરમાવ કે મારા જાનને રોશન તથા વધારે તાજગી ભરેલો કરે.

તો ખુરશીદો મહ્ કુન મરા પાસબાન,
કે અઝ નૂર પાકમ બેસાઝંદ શાન.

૨૧. તું ખોરશેદ તથા મોહર યઝદને મારો પાસબાન કર, કે તેઓ પોતાનાં નુરથી મને પાક કરે.

કુશાયંદ હમે કારે મુશ્કેલ મરા,
રેહાનંદઝ અંદૂહો અઝ બીમહા.

૨૨. તેઓ મારાં સઘળાં મુશ્કેલ કામો પાર ઉતારે; તથા ગમગીની અને ફીકર ધાસ્તીથી મને મોકળો કરે.

બેફર્મા બે તેશ્તર તો અયે દાદગર,
કે બા મન કુનદ રાદીહા બીશતર.

૨૩. અએ દાદગર! તું તેશતર યઝદને ફરમાવ કે મારી ઉપર જ્યાદા બખશેશ કરે.

બે હર્ જા કુનદ પાસબાની મરા,
દેહદ હેક્મતો કારદાની મરા.

૨૪. તે હર જગોએ મારી પાસબાની કરે, મને દાનાઇ તથા કુશળતા બખશે.

ઝિયાદત કુનદ ઓમ્ર અંદર દયાર,
બે પયેવંદો દેલ્બંદો ખીશો તબાર.

૨૫. દુન્યામાં તે મારા લાગતા વળગતાઓની, વહાલાંઓની, ખેશીઓની, તથા કુટુંબીઓના ઉમર લાંબી કરે.

ખોદાયા બેફર્મા તો બા ગૂશો રામ,
કે શાદીઓ રામેશ રસાનદ મુદામ.

૨૬. અએ ખોદા! તું ગોશ યઝદને તથા મીનો રામને ફરમાવ, કે તેઓ મને હંમેશાં સુખ તથા ખુશાલી પહોંચાડે.

બેકુન પાસબાંન મેહરો રશ્ને મરા,
બે ચેન્વદ પોલમ હમ નેમાયંદ અતા.

૨૭. મહેર તથા રશ્ને યઝદોને મારા પાસબાન કર, તથા ચીનવદ પુલ ઉપરથી તેઓ મારા ઉપર મહેરબાની દેખાડે.

દેહદ દર દેલમ શાદીઓ રાસતી;
કુનદ દૂરમ હમ્વારે અઝ કાસતી.

૨૮. તેઓ મારાં દીલને ખુશાલી તથા રાસ્તી આપે અને જુદાઇથી મને હંમેશાં દૂર રાખે.

ગુનાહમ બેબખ્શંદ રૂઝે હેસાબ,
રેહાનંદ રવાનમ ઝે બીમે અઝાબ.

૨૯. કયામતને દિવસે (ચહારમની બામદાદે) મારા ગુનાહ માફ કરે, તથા મારા આત્માને (દોજખની) શિક્ષાની ધાસ્તીથી છુટકારો બખશે.

સરૂશે અશૂરા બેફર્મા ચેનાન,
કે બાશદ ચુ દાયે મરા પાસબાન.

૩૦. અશો સરોષને તું એવું ફરમાવ કે એક બાળકને ધવડાવનારી દાયાની માફક મારી પાસબાની કરે.

રવાનમ નેગેહદારદઝ તર્સો બીમ;
બે શાદી રસાનદ બે ખોલ્દે અઝીમ.

૩૧. મારાં રવાનને ધાસ્તી અને બ્હીકથી સંભાળે, અને તેને ખુશી આનંદમાં બુલંદ બેહશ્તમાં પહોંચાડે.

બેહરૂ શબ કુનદ પાસબાની મરા,
કુનદ ઇમનઝ દેલ-ગેરાની મરા.

૩૨. દર રાતે મારી પાસબાની કરે, અને મને ઉદાસપણામાંથી સલામતી આપે.

અબા નૈરિઓસંગો હમ અર્શસવંગ,
ઝેફર્મા કે બેદૂહંદ મરા હૂશો હંગ.

૩૩. નેરીયોસંગ યઝદને તેમજ વળી અશીશવંઘને તું ફરમાવ કે તેઓ મને દાનાઇ તથા તિક્ષણ બુદ્ધિ બક્ષે.

બે સે દયે ફેઝૂન અકલો હૂશમ કુનદ,
હમ અફ્ઝૂનીએ કૂતો તૂશમ કુનદ.

૩૪. ત્રણ દએ (દએ પ આદર, દએ પ મેહર, અને દએ પ દીન), મારી અકકલ તથા હોંશ જ્યાદા કરે, તેમજ મારી રોજી અને કૌવતનો વધારો કરે.

ફરૂહર અશો રા તો ફર્મા ખોદા,
કે સૂયે બેહેશ્તમ બુવદ રહનેમા.

૩૫. અએ ખોદા! તું અશો ફરોહરોને ફરમાવ કે તેઓ બહેશ્ત તરફ મારા રહેનુમા બને.

બે બહ્‍રામ ઇઝદ તો ફર્મા ચેનાન,
કે બાશદ નેગેહ્‍દારમ અંદર જેહાન.

૩૬. બહેરામ યઝદને તું ફરમાવ કે દુન્યામાં તે મારો નેઘેહબાન થાય.

બેહર્ કાર યારી કુનદ ઊ મરા,
કે ફીરૂઝ બાશમ બે હર્ દો સરા.

૩૭. હરેક કામમાં તે મને યારી આપે, કે જેથી હું બેઉ જહાંનમાં ફત્તેહમંદ થાઉં.

બે હર્ જા બે નીકી શવદ રહ્‍નેમા,
બે હર્ જા કુનદ દુશ્મનમ ઝીરે પા.

૩૮. હરેક ઠેકાણે તે નેકીના માર્ગ તરફ મારી રેહનુમાઇ કરે, તથા સઘળી જગ્યાએ મારા દુશમનોને જેર કરે.

બે ફર્મા તો બા બૉદ ઇઝદ ચેનાન,
કે બર્ગે ગુનેહ્‍રા રસાનદ ખેઝાન.

૩૯. ગુવાદ યઝદને તું એવું ફરમાવ કે તે મારા ગુનાહનાં પાદડાંને પાનખર રૂતુના પવનથી તમામ ખેરવી નાખે.

બેફર્મા બેદીન્ ઇઝદ અયે કેર્‌દેગાર,
કે દારદ દલે મન બે દીન ઓસ્તવાર.

૪૦. ઓ ખલકના પેદા કરનાર! દીન યઝદને તું ફરમાવ કે (જરથોસ્તી) દીન ઉપર મારૂં દીલ દ્રઢ અને ઓસ્તવાર રાખે.

બે નીકૂ મનશ્‍ની નેગેહ્ દારદમ,
બે યશ્‍તો યઝશ્‍ની મુદામ્ આરદમ.

૪૧. મને નેક મનશ્નીની રાહ ઉપર સંભાળે, તથા યશતો અને યજશ્નને તરફ હંમેશ મને ઢળાવે.

ખોદાયા બેફર્મા બે મારીસપંદ,
કે સાઝદ હમે કારે મન સૂદમંદ.

૪૨. અએ ખોદા તું મીનો મારેસ્પંદને ફરમાવ કે મારાં સઘળાં કામો ફાયદા ભરેલાંજ કરે!

ચુ અશ્‍તાદો ઝમ્યાદ ઇન હર્‌દોગાન,
હમીશે બેકુન બર તનમ પાસબાન.

૪૩. આસતાદ તથ જમીયાદ યઝદ જેવા બેઉ ફરેસ્તાઓને હંમેશાં મારાં તનની પાસબાની કરનારા મુકરર કર.

રસાન મર અનીરાનો હમ આસમાન,
કે ગર્દંદ બર કામે મન હરૂ ઝમાન.

૪૪. મીનો અનેરાન, તથા મીનો આસમાન યઝદોને મારી મદદે પહોંચાડ, કે જેથી તેઓ હર વખતે મારી ઇચ્છા મુજબ ચાલે.

બે ફર્મા બે હોમ્ ઇઝદ્ અયે દૈબદાન,
કે બાશદ નેગેહ્બાને મન નાતવાન.

૪૫. અએ ગેબી ભેદો જાણનાર સાહેબ! હોમ યઝદને તું ફરમાવ કે મારા જેવા નાતવાનનો નેઘેહબાન થાય.

યકીનમ બેદારદ બે હરૂ જાય ચોસ્ત,
અબા રાસતી દારદો તન્ દરોસ્ત.

૪૬. હરેક જગાએ મારૂં દીન ઉપરનું યકીન મુસ્તકીમ રાખે, તથા મને રાસ્તી અને તંદરોસ્તી સાથે રાખે.

બેફર્માય બા બોર્ઝ ઇઝદ ચેનાન,
કે ગર્દંદ નેગેહ્દારમ અંદર જેહાન.

૪૭. બરઝો યઝદને તું એવું ફરમાવ કે દુન્યામાં મારો નેઘેહદાર થાય.

બેરદ્દમંદ ફર્ઝંદ બખ્શદ બેમન,
દેહદ્ ઝૂરો કુવ્વત બેજાનો બેતન.

૪૮. તે મને અકકલવાળાં ફરઝંદ બખશે, તથઃ મારા જાન અને તનને જોર તથા કૌવત આપે.

બેકુન તો વનન્ત ઇઝિદમ પાસબાન,
કે અફ્ઝૂન કુનદ દાનેશમ હરૂ ઝમાન.

૪૯. વનંત યઝદને તું મારો નેઘેહબાન કર, કે જેથી તે મને વધારે હોંશ તથા દાનાઇ બખશે.

બે દહ્માન બેફર્માય અયે દાદગર,
રસાનદ ઉમીદે મરા સરૂબેસર.

૫૦. અએ દાદગર! તું દહમ યઝદને ફરમાવ કે તે મારી તમામ ઉમેદ પાર પાડે.

બે સત્વશ બેફર્માયો બા હફ્ત રંગ,
કે દોશમન નેગૂન સાઝદ ઊ રૂઝે જંગ.

૫૧. સતવસ, તે સાથે હફતરંગને તું ફરમાવ કે તેઓ લડાઇને દિવસે દુશ્મનોને ઉંધા નાખે.

ખોદાયા બેદર્ગાહે ખુદ ઝીન ફકીર,
દુઆ કુન કબૂલો તો પુઝેશ પઝીર.

૫૨. અએ ખોદા! તારી દરધાહમાં મુજ કમીના બંદાની દુવા તું કબુલ કર, તથા ગુનાહને માટે કીધેલી આજીજી તું કબુલ રાખ.

---

## મુનાજાત ૨૧ મી (બેતોમાં.)

### તેત્રીસ ફરેશતાઓની યાદ સાથની.

### દસ્તુર મીનોચેહર એદલજી દસ્તુર જામાસ્પજી આસાજીની બનાવેલી.

ખોદાયા મુદામમ બેદેહ તાઝગી,
દરે રૂઝિયમ રા બેકુન વાઝગી.

૧. અએ ખુદા! મને હંમેશાં તાજગી આપ, રોજીના દરવાજા મારે માટે ખુલ્લા કર.

બેરાહે અશૂઇ મુહક્કમ બેદાર.
ઝે રાહે ખતા હમ કુનમ રસ્તગાર.

૨. અશોઇના રસ્તા ઉપર મને મકકમ રાખ, પાપના રસ્તાથી મારો છુટકારો કર.

તોઈ બીઝવાલો તોઈ બીહમાલ,
તોઈ ખાલેકો કાદેરો ઝુલ જલાલ.

૩. તું નહિ નાશ પામે એવો અને નહિ સરખામણી થઇ શકે એવો છે, તું માલેક સર્વશક્તિવાન તથા કીર્તિવંત છે.

તોઇ અર્શદારો તોઇ કદ્દૂર-ગાહ,
દારોખ્શાન ઝે તો અન્જોમો મેહરો માહ.

૪. તું સર્વથી બુલંદ બહેશતનો માલીક છે, તું બુલંદ દરજ્જાનું મુળ છે, તારાથી સેતારા, ખોરશેદ અને ચંદ્ર પ્રકાશે છે.

ગદારા શહન્શહ્ કુનન્દે તોઇ,
શહાનરા ગદાઇ દેહન્દે તોઇ.

૫. ફકીરને શહેનશાહ બનાવનાર તું છે, અને શહેનશાહને ફકીરી આપનાર તુંજ છે.

ઝે સોન્અત બુલંદ હોક્કેએ સબ્ઝફામ,
મુનવ્વર નમૂદી બે અનજોમ તમામ.

૬. તેં તારી કારીગરીથી બલુ રંગનું બુલંદ આકાશ તારાઓથી પુરેપુરૂં રોશની ભરેલું બનાવ્યું છે.

ઝે તો ગશ્ત દોન્યા ચુ બાગે એરમ,
કે મઅમૂર દારી બે જૂદો કરમ.

૭. તારાથી દુનીયા "એરમ"ના[1] બાગ જેવી થઇ છે, કે જેને તું તારી કરમ બક્ષેશથી ખીલવેલી અને આબાદ રાખે છે.

બે જોઝૂ તો મરા નીસ્ત ફર્યાદ-રસ,
ઝે બહૂરે નેયાઝમ મબર પીશે કસ.

૮. તારા શિવાય મારી દાદ લેનાર કોઇ નથી, મારી હાજતોને માટે મને કોઇ આગળ લઇ જતો ના.

મનમ બીતવાનો બે લાચારગી,
બેસાઝમ તવાનાઓ બા ચારગી.

૯. હું અશક્ત અને લાચાર છું, મને શક્તિવાન અને સાધન સાથનો કર.

મને મુસ્તમંદ આજેઝીરા નવાઝ,
બે ગંજો હોનર કુન મરા સરફરાઝ.

૧૦. હું દુ:ખી અશક્ત ઉપર બખશેશ કર, ગંજ તથા હુન્નરથી મને સરફરાજ કર.

બે દારૈન ઝે લોત્ફત ઘની કુન મરા,
ઝે મન દૂર કુન હર અનાઓ બલા.

૧૧. બેઉ દુન્યામાં તારી મહેરબાનીથી મને તવંગર કર, મારાથી દરેક સંકટ તથા બળા દૂર કર.

બે દર્યાએ ફેકો ઘમ્ ઓફતાદેઅમ,
બે ગેર્દાબે હૈરત ફરૂ માન્દેઅમ.

૧૨. ફીકર તથા ગમના દરીયામાં હૂં પડેલો છું, ગુંચવાડા (bewilderness)નાં વમળમાં હું આજેજ થયેલો છું.

રવાન કશ્તિયમરા તો બાદે મોરાદ,
નેમા સાહેલે મક્સદમ અયે જવાદ.

૧૩. અએ કૃપાળુ સખી ખોદા! મારી કિશ્તીને તું મુરાદનો પવન પહોંચાડ, તારાં મકાનનો (મરણ પછીના) કિનારો મને દેખાડ.

નઝર કુન બેહાલે દેલે રીશે મન,
કે યૌમી ચુ માહી શુદેહ પીશે મન,

૧૪. મારાં દુ:ખી જખમી દીલની હાલત ઉપર તું નજર કર, કે જેથી અકેકો દિવસ મને મહિનાં જેવો લાગે છે.

[1] એરમનો બાગ અરબસ્તાનમાં કદીમ જમાનામાં બનાવવામાં આવ્યો હતો, પણ લોકોની મગરૂરીને લીધે ખોદાતાલાએ રેલનાં પાણીથી નાશ કર્યો.

કુન્ આઝાદ ઝાંન મુશ્કેલમ દાવરા,
કે હરૂ દર કુશા બાબે શાદી મરા.

૧૫. અએ ઇનસાફી ખુદા! મને તે મુશ્કેલીમાંથી છોડવ, દરેક બાબદમાં મારે માટે ખુશાલીનો દરવાજો ખુલ્લો કર,

ફ્ઝા એઝૂઝતો આબો મેક્નત બેમન,
બેતફ્ઝીલ બેન્શાન તો દર અનજુમન.

૧૬. મારી ઇજત, આબરૂ અને દૌવતને વધાર, મને અનજુમનમાં ઉંચે દરજજે બેસાડ.

ઝે ફ્ઝૂલત બરમ રહુમ-બારાંન બેબાર,
બેશૂયઝ વોજૂદમ ઝે કોલ્ફ્ત ઘોબાર.

૧૭. તારી મહેરબાનીથી મારી ઉપર રહેમનો વરસાદ વરસાવ, મારાં બદનમાંથી સખતી અને દુઃખની ધુળ ધોઇ કહાડ!

ખોદાયા બેબીન આસીએ બીકસમ,
બેબખ્શાયો રહ્મત બેકુન દમ બેદમ.

૧૮. અએ ખુદા! તું જો કે હું નાચાર ગુનેહગાર છું, મારી ઉપર દયા કર, અને હર પળે તારી રહેમ મારા ઉપર કર.

મકુન્ અઝ ગુનાહે ગેરાન શર્મસાર,
કે તો બહ્રે જૂદસ્તિયો ઘમ-ગુસાર.

૧૯. મને મોટા ગુનાહોથી શરમીંદો ના કરતો, કારણકે તું બક્ષેશનો દરિયાવ છે, અને ગમ ભુલાવનારો છે.

ફેઝુન હસ્તત્ અઝ જોર્મહાયમ કરમ,
અઝાન બખ્શ જોર્મમ કે તૌબેહ્ બરમ.

૨૦. મારા ગુનાહો કરતાં તારી બક્ષેશ વધુ છે, તેથી તું મારા ગુનાહ માફ કર, કારણકે હું તોબા કરનારો છું.

તો હમ હદ્દયેઅમ દેહ્ ફેઝૂન બંદગી,
કઝાન મન બેયાબમ 'સ્યૂમન્દગી.'

૨૧. તું વધુ બંદગી કરવાની બક્ષિશ મને આપ, કે જેથી હું ખુદાઇ નુર મેળવું.

અગરૂચે નયમ લાયેકે બખ્શેશત,
મરા હસ્ત ઉમ્મીદ અઝ દર્ગહત.

૨૨. અગરજો હું તારી બખશેશને લાયક નહિ હોઉં, તો પણ તારી દરગાહમાંથી હું તેની ઉમેદ રાખું છું.

**બેસૂયમ બેબીન રહ્નમૂની બેકુન,**
**બેઇન બીનવા બર ફેરોઝૂની બેકુન.**

૨૩. મારી તરફ જો અને મારી રાહબરી કર, મારા જેવા ગુજરાનના સાધણુ વગરનાં ઉપર બખશેશનો વધારો કર.

**નઝર કુન ઝે ઘોકૂરાંન બર અઅમાલે મન,**
**કે ઘાલેબ શુદહ્ બર દેલમ અહ્રીમન.**

૨૪. મારાં કામો તરફ મારીની નજરથી જો, કારણકે મારાં હૃદય ઉપર અહેરમન ગાલેબ થયો છે.

**નરાની મરા ઝાસતાને કરમ,**
**બેદારૈન સાઝી મરા મોહ્તરમ.**

૨૫. તારી માયાના ઉંબર ઉપરથી મને હાંકી ના કહાડતો, બેઉ દુન્યામાં મને માનવંતો કરજે.

**હમીશે નેમાયમ રહે રાસતી,**
**નપૂરી બેદેહ્ અઝ રહે કાસતી.**

૨૬. મને હંમેશ રાસ્તીનો રસ્તો દેખાડજે, જુઠાઇના માર્ગથી મને ચોકેલો અને કંટાળેલો રાખજે.

**તો કેશ્તો તેજારત કુન્ અફૂઝૂન મરા,**
**મોહેમ્માતે મન કુન હોમાયૂન મરા.**

૨૭. મારી ખેતીવાડી તથા ધંધાધાપામાં વધારો કરજે, મારાં અગત્યનાં કામકાજ સફળ કરજે.

**બેયફ્રૂઝાય હૂશો દેહ્ ઓમ્રે દરાઝ,**
**બેદેહ્ તન્-દોરેસ્તીઓ દારમ બેનાઝ.**

૨૮. મારી દાનાઇની વૃદ્ધિ કર, અને મારી ઉમર દરાજ કર, મને તંદરૂસ્તી આપ, અને મને લાડ અને અમન ચમનમાં રાખ.

**તો અસ્બાબે રૂઝીઅમ્ અઝ ઘૈબ કુન.**
**યકીનમ બે દર્ગાહે લારૈબ કુન.**

૨૯. બેઉ દુનીયામાંથી તું મને રોજીનાં સાધણુ આપ, તારી દરઘાહ વિષેનું મારૂં યકીન શક વગરનું કર.

**સલામત બે ઇમાનો દીનમ બેદાર,**
**બે કુન દર દો ગીતી મરા નામદાર.**

૩૦. મને દીન તથા ઇમાન સાથે સલામત રાખ. બેઉ દુન્યામાં મને કીર્તિવંત કર.

બે ઓકૂબા બે ઝર્તોશ્તે એસ્ફન્તમાન
દેહી જાયમ અન્દર ગરોસ્માન મકાન.

૩૧. પેલી દુન્યામાં ગરોસમાન બહેશતની અંદર સ્પીતમાન જરથોસ્ત પાસે મને જગ્વા આપજે.

પોરઝ નૂરો દાનેશ સેરાજે મરા,
બેસાઝી કે બાશમ શવદ રૌશના.

૩૨. મારો ચેરાગ નુર તથા દાનાઇથી ભરેલો કરજે કે જેથી મારો બાગ ચળકાટ ભરેલો થાય.

હમીશે તો ખાનેઅમ આબાદ દાર,
અબા જોમ્લે યારાનો ખીશો તબાર.

૨૩. હંમેશા તું મારા ઘરને તમામ મિત્રો, ખેશાવંદો અને કુટુંબ સાથે આબાદ રાખજે.

હમે અહ્‌લે ઝર્તોશ્તિયાંને મરા,
તો આબાદ દાર અંદર હર દો સરા.

૩૩. બેઉ દુન્યામાં મારા જરતોસ્તી ધર્મ પાળનારા તમામ લોકોને આબાદ રાખજે.

બેહર જાય શાન્રા તો બોરૂરમ બેદાર,
અબા જાહો હશ્મત બ એઝૂઝો વકાર.

૩૫. હર જગાએ તેઓને મરતબા, દબદબા, માન અને મોભા સાથે ખુશી ખુરરમીમાં રાખજે.

મરીન ફેર્કેઅમ રા ફેઝૂની બેદેહ,
બે નીકીઓ દીન રહ્‌નમૂની બેદેહ.

૩૬. એ મારા (જરથોસતી) ટોળાની વૃદ્ધિ અને આબાદી કરજે, અને તેમને નેકી અને દીનની રેહનુમાઇ કરજે.

દુઆહાએ નીકમ બોદાયા પઝીર,
બેહર કારોબારમ બેશવ દસ્તગીર.

૩૭. અએ ખુદા! મારી નેક દુવા કબુલ કરજે, મારાં દરેક કામકાજમાં મને સહાય થા.

બે ફર્મા સરૂશે 'અશો'રા ચેનાન,
કે બાશદ નેગેહ્‌બાને મન હર ઝમાંન.

૩૮. અશો સરોષને એવું ફરમાવ કે તે દરેક વખતે મારો નેગેહબાન થાય.

બેકુન હોક્મ બહુરામે શીરૂઝરા,
કે બાશદ રફીકમ બે હર દો સરા.

૩૯. ફતેહમંદ બહેરામ યઝદને એવો હુકમ કર કે બેઉ દુન્યામાં તે મારો દોસ્ત થાય.

બે હર કારો હર જાય આન મેહ્રબાન,
દેહદ નોસ્રતો દારદમ બા અમાન.

૪૦. દરેક કામમાં, દરેક ઠેકાણે, તે મહેબાન (બહેરામ યઝદ) મને ફત્તેહ આપે તથા મને સલામત રાખે.

'અશો' ફરૂહરાનરા તો યારમ નેમાય,
કે બાશન્દ હમ્વારેહ મુશ્કેલ-ગુશાય.

૪૧. અશો ફરોહરને તું મારા સાથી કર કે તેઓ હંમેશાં મારી મુશ્કેલી ટાળે.

ફ્લાહો સઆદત બે હર દો સરા,
ઝે અમ્શાસફંદાન બેબખ્શી મરા.

૪૨. બેઉ દુનિયામાં અમશાસ્પંદો તરફથી મને આબાદી તથા સુખ બખશ.

તો અય હૂરમઝદમ ફઝા આબો જાહ,
બે દારમ બે દૌલત હમે સાલો માહ.

૪૩. અએ અહુરમઝદ! તું મારી આબરૂ અને મરતબો વધાર, બધાં વરસ અને મહીના મને ભાગ્યશાળી રાખ.

રહે બન્દગીઅમ ઝિયાદત નેમાય,
દરે નીકબખ્તી બેરૂયમ કુશાય.

૪૪. મને બંદગીનો રાહ વધારે દેખાડ, મારી ઉપર નેક બખતીનો દરવાજો ઉઘાડ.

દેહ યકબારેઅમ પાયેએ બેહતરી,
બે ફર્કમ બેનેહ તાજી અઝ મેહતરી.

૪૫. મને એકવાર બહેતરીનો દરજ્જો આપ, અને મારાં માથા ઉપર મોટાઇનું તાજ મેલ.

ઝે બહમન દરે આશતીઅમ કુશાય,
નેકુ નીયતો એલ્મો અક્લમ ફઝાય.

૪૬. બહમન અમશાસ્પંદથી મારે માટે સલાહ સંપજનો દરવાજો ઉઘાડ, મારી નેક નૈયત, અક્કલ, અને વિદ્યામાં વધારો કર.

ઝબાનમ નેકૂ કુન ઝે અર્દીબેહેશ્ત,
ઝે પાકી દેલમ કુન ચુ બાઘે બેહેશ્ત.

૪૭. અરદીબહેશ્ત અમશાસ્પંદથી મારી ઝબાન નેક કર, પાકીથી મારાં હૃદયને બાગે બહેશ્તની માફક બનાવ.

બસા નેઅ્‌મતો ગંજો અમ્વાલો ઝર,
બે બખ્શી મુદામમ તો અઝ શહ્રીવર.

૪૮. શહેરવર અમશાસ્પંદથી તું મને હંમેશાં ઘણી નયામત, ગંજ, માલ અને જર બખશ.

તવાઝો મરા અઝ સફંદારમદ,
બે બખ્શીઓ નીકી બેદેહ્ તા અબદ.

૪૯. સપંદારમદથી મને નમ્રતા બખશ, તથા જાવેદાન સુધી નેકી આપ.

ઝે ખોરદાદ કુન હર યક અઝ સાલો માહ,
પીરઝ ખોર્રમી, નીઝ હર રૂઝો ગાહ.

૫૦. ખુરદાદ અમશાસ્પંદથી મારું દરેક વરસ તથા મહિનો ખુશી ખુશાલી ભરેલો કર, વળી દરેક દિવસ તથા ગેહ ખુશી ખુશાલી ભરેલી કર.

ઝે મોરદાદ એકબાલ કુન રૌશનમ,
દેહ્ અસ્મારે એશ્રત બે શાખે તનમ.

૫૧. અમરદાદ અમશાસ્પંદથી મારું નસીબ રોશન કર, મારાં શરીરની ડાંખળીઓ ઉપર શાદી ખુશાલીનાં ફળ આપ.

દેહી સૂદહાયમ ઝે દયેબાદરા,
હમેહ્ જા બેહર કારહાએ મરા.

૫૨. દેપાદર યઝદ તરફથી મને દરેક જગાએ તથા મારાં દરેક કામમાં ફાયદા આપ.

સફા બખ્શો ઓજમ તો અઝ આદરા,
કઝ આસીબ મહ્ફૂઝ દારદ મરા.

૫૩. આદર યઝદથી મને પવિત્રાઇ તથા બુલંદ દરજ્જો બખશ. આફતથી તે મારું રક્ષણ કરે.

સફાઈ ઝે આબાંન તનમરા બેદેહ,
ઝે પાકી મતાઇ દેલમરા બેદેહ.

૫૪. આવાં યઝદ તરફથી મારાં તનને સફાઇ આપ, પાકીજગીની મતા મારાં હૃદયને બખશ.

ઝે ખુર્શીદ દેહ સરફરાઝી મરા,
બેરદ્દુમંદી દાના બેસાઝી મરા.

૫૫. ખોરશેદ યઝદથી મને સરફરાઝી બખશ, અને મને ડહાપણવાળો તથા દાનાવ કર.

ઝે મહ્ જુદ બોકશા દરે રૂઝિયમ,
રવા કુન ઉમીદા દેહ્ ફીરૂઝિયમ.

૫૬. માહ યઝદથી મારે માટે રોજીના દરવાજા જલદીથી ઉઘાડ, મારી ઉમેદ બર લાવ, તથા મને ફત્તેહ બખશ.

ઝે તેશતર બેદેહ્ તા કે બાશદ બકા,
બે તાલેઅ્ દરમ અખ્તરે સઅદ રા.

૫૭. તેશતર તીર યઝદથી એવું બખશ કે મારાં નસીબમાં શુભ સમનનાં સેતારા હંમેશાં જારી રહે.

કુની દૂર નહ્સ અખ્તરઝ બખ્તે મન,
શવદ હલ હમે મુશ્કેલે સખ્તે મન.

૫૮. મારાં નસીબમાંથી નેહેસ્ત સેતારાને દુર કર, મારી તમામ સખત મુશ્કેલીઓ ટળી જાય એવું કર.

બે યાદે ખુદમ દાર દાયેમ ઝે ગૂશ,
કઝૂ રમ્ઝે દીની બેફહ્મમ બેહૂશ.

૫૯. ગોશ યઝદ મને હંમેશાં તુંને યાદ કરતો રાખે, અને તેની મદદથી દીનનાં ભેદ હુશિયારીથી સમજું.

દેહી ખોરૂરમી દાયેમઝ દયમેહ્ર,
સખા-પીશેઅમ કુન, દેલમ પોર ઝે મેહ્ર.

૬૦. દેપમહેર યઝદથી મને હંમેશાં ખુશી ખુરમી આપ, મને સખી બનાવ, અને મારૂં દીલ રહેમથી ભરેલું કર.

ફેઝૂન મેહ્ર કુન બર મનઝ મેહ્રો જૂ
બે પોલ અઝ હેસાબમ કુની સોર્ખરૂ.

૬૧. મહેર યઝદ તરફથી મારા ઉપર વધુ મહેરબાની કર, તેનાથી ચીનવદ પુલ આગળ મારી કરણીના હિસાબ વખતે મને આબરૂવાળા ચેહેરાનો કર.

બેગુ બા સરૂશે અરીઝેહ્-પઝીર,
કે દર વક્તે નઝૂઅમ શવદ દસ્તગીર.

૬૨. અરજી કબુલ રાખનાર શરોષ યઝદને તું કહે કે મારી છેલ્લી ઘડીને વખતે તે મારો મદદગાર થાય.

બમીઝાંને હાદે તો કુન્ રશ્ને યાર,
કુન્દ સોર્ખરૂયમ ગહે પોલ-ગુઝાર.

૬૩. તારા ઇનસાફના નેકી બદીના કામો તરાજવામાં તોળતી વખતે રશ્નને યઝદને તું મારો મદદગાર કર, કે પુલગુજાર કરતી વખતે તે મને આબરૂદાર ચહેરાનો કરે.

દરે ખોલ્દ બોકુશા તો અઝ ફર્વદીન,
દર્શાન દેહુ મરા જાયેગાહે બરીન.

૬૪. ફ્રરવરદીન તરફથી બહેશ્તના દરવાજા તું ખુલ્લા કર, અને ત્યાં મને ચઢતી જગા આપ.

વરા હામીઅમ કુન બેગ્રુમીનૂ જેહાંન,
બે દાન્યાઓ દીન હમ બેકુન પાસબાંન.

૬૫. મીનોઇ જેહાનમાં તેને મારો રક્ષક કરજે, અને દુનિયા તથા દીનમાં તેને મારો પાસબાન કરજે.

ઝે બહરામ દાયેમ ઝફર બખ્શીઅમ,
બે જાયે મલાલત દેહુ રામેશ્નીઅમ.

૬૬. બહેરામ યઝદથી મને હંમેશાં ફ્તેહ બખશ; દુઃખને બદલે મને ખુશી ખુશાલી આપ.

મુદામમ્ તો અઝ રામ રામેશ બેદેહ,
અબર સોફરેઅમ ખાંને રહમત બેનેહ.

૬૭. રામ યઝદથી મને હંમેશાં રામશની આપ; મારી ખાણાંની મેજ ઉપર તારી રહેમતનો ખુમચો મેલજે.

તો બર્ગે ગુનાહમ બેયફૂશાન ઝે બાદ,
ઝે બીખશ બરાવર દેરખ્તે ફસાદ.

૬૮. ગુવાદ યઝદથી તું મારા ગુનાહના પાંદડાંને ખેરવી નાખ, તેનાથી ફેસાદનાં દરખ્તને જડમુળથી ઉખેડી નાખ.

દેહુ અઝ દયેબદીનમ તો શાયસ્તે કાર,
ઝે કારે ઝબૂની મરા બાઝ દાર.

૬૯. દેપદીન યઝદથી તું મને લાયક કામ આપજે, દુષ્ટ કર્મથી મને અટકાવજે.

બે દીનદારીઅમ્ દેહ હેદાયત ઝે દીન,
કઝાન રહુ બેયાબમ બેખોલ્દે બરીન.

૭૦. દીન યઝદથી મને દીનની રાહબરી આપજે, જેથી બુલંદ બહેશતનો માર્ગ હું મેળવું.

કે અર્શીશવંગમ બેસાને કયાન,
બસી હશ્મતો ફરેં દૌલત રસાન.

૭૧. અર્શીશવંધ યઝદ મહાન (કયાની) પાદશાહોની માફક મને ઘણો દબદબો, ભપકો તથા દોલત પહોંચાડે.

તો અઝ આશતાદમ ફેરૂઝન દેહ મહી,
બે કારો હોનરહાએ 'અરૂવિઝ-ગહી.'

૭૨. આશતાદ યઝદથી તું મને યોજદાથ્રેગરીનાં કામ અને હુન્નરમાં વધુ મોટાઇ આપજે.

બે કામે દેલમ કુન રવાન આસમાન,
બે ઔજે બુલંદી શેતાબમ રસાન.

૭૩. આસમાન યઝદથી મારાં દીલની મુરાદ પાર પાડ, અને શીતાબીથી મને બુલંદ દરજ્જે પહોંચાડ.

કે ઝમ્યાદ પાયન્દગીઅમ બેદેહ,
બે પાકીઝગી ઝેન્દગીઅમ બેદેહ.

૭૪. જમયાદ યઝદથી મને અમર્ગી આપ, અને પાકીજગી સાથની જીંદગી મને આપ.

ફેરૂઝન દાનેશમ દેહ કે મારાસફંદ,
બે એલ્મો અમલ્હાએ વસ્તાઓ ઝંદ.

૭૫. મારેસ્પંદ યઝદ તરફથી ઝંદ અવસ્તાના જ્ઞાન તથા અમલ સાથે મને વધુ દાનાઇ આપ.

જબીનઝ અનારાન પૈરઝ નૂર કુન,
બસીઅમ નેકૂનામો મશહૂર કુન.

૭૬. અનેરાન યઝદથી મારૂં કપાલ નુરથી ભરેલું કર, અને મને ઘણોજ નેકનામ તથા પ્રખ્યાત કર.

મુદામમ બે આસાયેશ અઝ 'બોર્ઝ' દાર,
હમે ઓમ્રે મન દર 'અશૂઇ' ગુઝાર.

૭૭. બરજો યઝદથી મને હંમેશાં આરામમાં રાખ, અને મારી તમામ ઉમર અશોઇમાં પસાર કરાવ.

કે હોમમ બેદેહ નીક ફર્ઝંદગાન,
બેરદ્દમંદો દાનાઓ બા ફરેં શાન.

૭૮ હોમ યઝદથી મને નેક ડહાપણવાળા, દાનાવ, કીર્તિવંત અને મોભાવાળાં ફરઝંદ આપ.

જે દહુમ આફરીન કર્દનમ દેહુ મુદામ,
કે કારમ બુવદ જેકે તો સોબ્હો શામ.

૭૯. દહમ યઝદથી મને હંમેશાં તારી આફ્રીન કરતો કર, કે જેથી મારૂં કામ સહવાર તથા સાંજના તુંને યાદ કરવાનું થાય.

દુઆહાયે નીકમ ખોદાયા પઝીર,
હમી બાશ હમ્વારેઅમ દસ્તગીર.

૮૦. અએ ખુદા! આ મારી નેક દુવા કબુલ રાખ, હંમેશાં મારો મદદગાર થા!

તલત્તોફ બે બીચારગીઅમ નેમાય,
અતાયત બે ખીશો તબારમ ફઝાય.

૮૧. મારી ચારા વગરની હાલત ઉપર તુ માયા દેખાડ. મારા ખેશાવંદ તથા કુટુંબ કબીલા ઉપર તારી મહેરબાનીના વધારો કર.

—:૦:—

## મુનાજાત ૨૨ મી (બેતોમાં.)

### દસ્તુર મુલ્લા ફીરોઝ બિન કાઉસની જોડેલા પયગામ્બર અશો જરતોશતની તારીફમાં.

—:૦:—

નબીએ બેહક મોરસલે બા કેતાબ,
કે દીનશ મુનવ્વર તરઝ આફતાબ.

૧. દીનની કેતાબ સાથનો મોકલેલો ખોદાનો સાચો પેગમ્બર (જરથોસ્ત), જેની દીન આફતાબ કરતાં વધારે પ્રકાશિત છે.

રસૂલે ખોદાવંદે જાન-આફ્રીન,
ખોદાવંદે એઅજાઝો બોરહાનો દીન.

૨. જાનના પેદા કરનાર ખોદાનો મોકલેલો પેગમ્બર તે છે, જે મોજેજા, દલીલો, અને દીનનો સાહેબ છે.

શહે અવ્લિયા અકમલે અમ્બિયા,
હમે ગુમરહાનરા બે દીન રહનેમા.

૩. ખોદાના દોસ્તોમાં સૌથી શ્રેષ્ટ તથા પેગમ્બરોમાં સૌથી સંપુર્ણ; સવ ગુમરાહ લોકોને દીનની રહેનુમાઇ કરનાર છે.

ખોદાવંદે ફરહંગો દીને બેહી,
અઝૂ તાઝેહ શુદ દર જેહાન ફરરેહી.

૪. ડહાપણ તથા ભલી દીનનો સાહેબ, જેનાથી જેહાનમાં કીર્તિ તાજી થઇ.

**ઝરાતોશતે અસ્ફંતમાને ગુઝીન,**
**બે બાદા બે રૂહશ હઝાર આફરીન.**

૫. સપીતમાન જરતોસ્ત (ખોદાનો) પસંદ કીધેલો (પેગમ્બર) છે, તેના રવાન ઉપર હજાર આફ્રીન હોજો.

**ફેદાયશ હમે જાને મા બંદેગાન,**
**કે આલમ તનો ઊ બુવદ હમ્ચુ જાન.**

૬. હમે સઘળા બંદાઓનો જાન તેની ઉપર ફીદા હોજો! કારણકે દુન્યા તનની મીસાલે છે, અને તે જરતોસ્ત જાનની મીસાલે છે.

**બે દોન્યા ઝે ઊ રૌશની શુદ પદીદ,**
**બે રઝે મુકફ્ફલ અઝૂ શુદ કેલીદ.**

૭. તેનાથી દુન્યામાં રોશની આશકારા થઇ, બંધ ગુંચવાયલા ભેદોની કુંચી તેનાથી મળી.

**હમે રીમની અઝ જેહાંન દૂર કર્દ,**
**ચુ ખુરશીદ, આલમ પોરઝ નૂર કર્દ.**

૮. દુન્યામાંથી તમામ રીમની (નાપાકી) તેણે જરતોસ્તે દૂર કીધી, દુન્યાને ખુરશેદની માફક નુરમંદ કીધી.

**રહે દીને દાદારે પરવરદેગાર,**
**નમૂદ ઊ બે ખલ્કાનો શુદ આશકાર.**

૯. પેદા કરનાર પરવરદેગારની દીનનો રાહ તેણે ખલકના લોકોને દેખાડયો, અને તે રાહ આશકારા કીધો.

**ઝે કોફ્રો ઝલાલત હેદાયત નમૂદ,**
**બે યઝદાન-પરસ્તી બદાયત નમૂદ.**

૧૦. અધર્મીપણું, અને ગુમરાહીથી દૂર રહેવાની તેણે રાહબરી કીધી, તથા યઝદાં પરસ્તીની શરૂઆત કરાવી.

**હરાન્ કસ બુવદ બર રહશ બીગમાન,**
**નબીનદ ઘમી ઊ બે હરદો જેહાન.**

૧૧. જે કોઇ શખ્સ તેની (જરતોસ્તની) રાહ ઉપર બીગુમાન રહે, તે બેઉ જહાનમાં ગમ જોશે નહિ.

**બે દોન્યાઓ ઓકૂબા શવદ રૂસફીદ,**
**બરાયદ બે દેલ હરચે દારદ ઉમીદ.**

૧૨ આ તથા પેલી દુન્યામાં તે સફેદ ચહેરાવાળો (આબરૂદાર ચહેરાવાળો) થશે, તથા તેના દાલમાં જે ઉમેદ હશે તે બર આવશે.

બેગીતી હમીશે ઝિયદ બાફરીન,
બેમીનૂ રવદ દર બેહેશ્તે બરીન.

૧૩. આ દુન્યામાં તે કીર્તિ સાથે જીંદગી ગુજારશે, અને મીનોઇ દુન્યામાં તે સૌથી ઉંચા બહેશ્તમાં જશે.

હઝારાન સલામો હઝારાન સના,
ઝે મા બાદ બર આન શહે અસ્ફિયા.

૧૪. હમારા તરફથી તે પાક લોકના પાદશાહ (જરતોસ્ત) ઉપર હજારો સલામ તથા આફ્રીન હોજો.

---

## મુનાજાત ૨૩ મી (બેતોમાં.)

દસ્તુર જમશેદ જામાસ્પજીની જોડેલી, અનોશેહેરવાંન અશો જરતોસ્ત અસ્ફન્તમાંનના પાક રૂહની તારીફમાં પઢવાની.

બરતરઝ અમ્શાસપંદાન ઝરતોશત એસ્ફન્તમાન,
અર્શરા આરાયેશે નવ્ દાદે અઝ નૂરીન રવાન.

૧. અમશાસ્પંદોથી સ્પીતમાન જરતોસ્ત ચઢતો છે, પોતાના મધુર આત્માથી તેણે સૌથી બુલંદ બહેશતને નવો શણગાર આપ્યો.

બારગાહે હક બેરફતો માન્દ દહ સાલે તમામ,
અઝ કેતાબ્ અશરીનો વાહેદ આવરીદ દર નેઝામ.

૨. તે ખોદાની દરબાહમાં ગયો, ત્યાં પુરાં દશ વર્ષ રહયો, અને કેતાબોમાંથી એકવીસ કેતાબને તેણે આરાસ્તા કીધી.

પાક નીઅત પાક ગોફતારો બે કેરદારે મલક,
પાકિશ બેન્ગર કે ચુન તયે કર્દ નોહ તારમ ફલક.

૩. પાક નૈયતવાળો, પાક બોલનારો, ફરેસ્તાઇ કરણીવાળો, તેની પાકીજગી જો, કે તેણે નવ ગુંબજવાળા આકાશમાં મુસાફરી કીધી.

આન શહે પાકાંન કે બરૂજા માન્દ ચર્ખ અઝ પાકિયશ,
અઝ દરજ્જાતે મલક બેગઝશ્તે જેસ્મે ખાકિયશ.

૪. તે પાક શાહ કે જેની પાકીજગીથી આકાશ દંગ થઇ ઉભું રહી ગયું; તેનું ખાકી બદન ફરેસ્તાના દરજ્જા કરતાં વધારે ચઢીયાતું હતું.

કાલબુદ્દહાયે 'ફરૂજો' દીવો અહરીમન શેકસ્ત,
ઝદ શેકસ્તો બાઝ દર ઝીરે ઝમીન શાન કર્દ પસ્ત.

૫. ફરજ, દેવ અને અહરેમનના કાલબુદને શેકસ્ત આપી, તેઓને .મારીને શેકસ્ત આપી, અને તેઓને પાછા જમીનની હેઠે નીચા નાખ્યા.

નામે ઊશ બા અશેમ વોહૂ બેબાયદ ખાનદન,
જાન બેદીને પાક કોરૂબાન કર્દનો અફૂશાનદન.

૬. "અષેમ વોહુ" ભણીને તેનું નામ લેવું જોઇએ, તેની પાક દીન ઉપર જાન કુરબાન કરવો તથા કાઢી આપવો જોઇએ.

મોઅજેઝાતે પાક દીનશ હસ્ત મઝકૂરે કેતાબ,
મોઅજેઝી બેહતર અઝીન નબ્વદ કે તા રૂઝે હેસાબ,

૭. પાક દીનના તેના મોજેજાઓ કેતાબમાં વર્ણવેલા છે, એના કરતાં કોઇબી મોજેજો બહેતર થઇ શકે નહિ કે—

હરકે અઝ કૌમે બેહીન-દીન સુદ્દરે કુસ્તી બસ્તે શુદ,
ઊ બે આખેર શુદ બેહેશ્તી ઓ ઝે દૂઝખ રસ્તે શુદ.

૮. તેની સૌથી ઉત્તમ દીન પાળનારી કોમમાંથી જે કોઇએ સુદરેહ કુસ્તી પહેર્યો, તે સેવટે બહેશતમાં ગયો, અને દોઝખથી તેનો છુટકારો થયો.

હીચકસ ઘૂલો ખબીસો જેન નશુદ અઝ મર્ગ બઅ્દ,
રસ્તનઝ દૂઝખ હમી દારદ નેશાન અયે મર્દે સઅ્દ.

૯. તે ટોળામાંથી કોઇ પણ માણસ મરણ પછી ભૂત, ખવીસ, જીન થતો નથી પણ અએ નેક મર્દ! તે દોઝખથી છુટકારો મેળવવાની નીશાની ધરાવે છે.

નામે ઊ નામી ચુ ઝર ઝરૂતોશ્ત દર દીને બેહી,
ખલ્કરા બર રાહ આવર્દો રેહાન્દઝ ગુમરહી.

૧૦. તેનું નામ ભલી દીનમાં ઝરની મીસાલ નામીચું થયલું જરથોસ્ત છે, તે લોકોને સીધા રસ્તા ઉપર લાવ્યો, અને ગુમરાહીથી તેને બચાવ્યો.

ઇઝદા દારી મરા દાયેમ દરીન દીને બેહી.
હમ હમે અવ્લાદો કૌમમ રા બે આઇને બેહી.

૧૧. અએ ખોદા! મને હંમેશાં ભલી દીનમાં રાખજે, તે સાથે મારી તમામ ઓલાદ અને કોમને આ ભલા તરીકા ઉપર રાખજે.

---

## મુનાજાત ૨૪ મી (ઘઝલમાં)

### બામદાદને વખત પઢવાની.

### દસ્તુર મુલ્લા ફીરોઝ બિન મુલ્લા કાઉસની.

સોબ્હસ્તો વક્તે સોબ્હસ્ત, બર્ ખીઝો યાદે હક કુન,
વઝ ઝેક્રે હકતઆલા એબ્લીસરા દો શક કુન.

૧. પરોઢીયું થયું છે, પરોઢીયાંનો વખત થયો છે, ઉઠ અને ખોદાને યાદ કર, અને ખોદાતાલાની યાદથી શેતાનની બે ફાટ કરી નાખ.

મોર્ઘે સહર ખરૂશદ, તો ખોફ્તે ખુશ બે આરામ,
બર ખાબ બંદગીરા તરૂજીહ દેહ સબક કુન.

૨. બામદાદનો મરઘો પોકાર કરે છે, જ્યારે તું તો આરામથી ખુશ નીંદમાં છે; ઉંઘના કરતાં બંદગીને વધારે પસંદગી આપ, અને એમ કરી સરસાઇ મેળવ.

ઇન મજ્‌લેસે સહર રા જોઝ ઝેક્રે હક મયારા,
શબ ખીઝ અયે બેરાદર તઅ્‌લીમે ખુદ ચુ બક કુન.

૩. આ બામદાદની મીજલસને ખોદાતાલાની સેપાસ ગુજારી શિવાય કશાંથી શણગાર ના; અએ ભાઇ! બડી બામદાદે ઉઠ. અને માકડ (જે જાગૃત રહે છે) તેની માફક પોતાને કેળવ (સકારે ઉઠવાને અને ખોદાની ભક્તિ કરવાને માકડની માફક તુંને પોતાને કેળવ.)

વક્તે ફલક ચે ખાબી ઘાફેલ ઝે બંદગીહા?
અઝ બંદગી મુનવ્વર જાન ચુન ગહે ફલક કુન.

૪. પહોર ફાટતી વખતે બંદગીથી ગાફેલ રહીને તું શું ઉંઘાયે છે? પરોઢીયાંના વખતની માફક બંદગીથી જાનને રોશન કર.

રૂયે નેયાઝ આવર દર સૂયે હઝૂરતે હક,
અઝ મુશ્કેલાતે જાનત ખાહેશ અઝૂ ફોતુક કુન.

૫. તારી આજીજનો ચેહરો ખોદાની હજુર તરફ કર, બામદાદમાં તારા જાનની મુશ્કેલી ટાળવાના ખાહેશ માટે તેને અરજ ગુજાર.

હંગામે સોબ્હગાહી કુન યાદે બારૂ-એલાહી,
બોગઝર ઝે નીકો બદહા, બીરૂં ઝે ખુદ તુતુક કુન.

૬. સહવારની વખતે બારે હકતાલાને યાદ કર, તે વખતે તારા દુન્યાના સારા રૂડા ખ્યાલને એક બાજુ મુક, અને તારા માણસાઇ ખવાસમાંથી બહાર તારો તંબુ માર (યાને તારી ખુદાનો ત્યાગ કર.)

ઓક્‌શાય ચશ્મે જાનરા, બીન કૈફે હક-પરસ્તી,
તા ચંદ ખોફ્તે મસ્તી? ખાકી બેદીન હદક કુન.

૭. તારા આત્માની આંખ ઉઘાડી ખોદાતાલાની બંદગીની શ્રેષ્ટાઇ જો. કેટલો વખત સુધી મસ્ત થઇને સુઇ રહેશે? આ તારો (ઉંઘની ભરેલી) આંખની કીકીમાં ધુળ નાખ.

તાઆતે લમ-યઝલ્ રા બુગઝાર અઝ સરે જેહ,
બર જાને દીવે વાઝુન અઝ બંદગી શરરક કુન.

૮. ઉમંગ લઇને અમર ખોદાની ભક્તિ કર, બંદગીથી ઉલટી રીતે ચાલતા દેવના જાનને ગુંગળાવી નાખ.

અયે બંદે મીગુરીઝી અઝ બંદગી ચુ વહૂશી,
કેરૂદાર રા બે ગોફ્તાર્ અઝ મરૂદામી તબક કુન.

૯. અએ બંદા! એક જંગલી જાનવરની માફક બંદગીથી તું ચોંકીને દૂર નાસે છે; ઇનસાન્યતથી તારો કરણીને તારાં બોલવા સાથે મુતાબેક અને અનુસરતી કર.

---

## મુનાજાત ૨૫ મી (ઘઝલમાં.)

### દસ્તુર મુલ્લા ફીરોઝ બિન મુલ્લા કાઉસની જોડેલી બંદગીની ફઝીલતમાં.

---

દાઘહા દારમ્ બે દેલ દાઘમ ગવાહે બંદગીસ્ત,
દર જનાબશ ખાતેરમ જૂયાયે રાહે બંદગીસ્ત.

૧. મારાં હૃદય ઉપર ઘણા દામ છે: એ દામ (દાઝ) મારી બંદગીના ગવાહ છે, તેની જબાનમાં મારૂં અંતઃકરણ બંદગીનો રાહ શોધનાર છે.

બંદે બૂદન બર દરશ બેહતર કે શાહે દીગરાન,
બંદઅશ શાહે હમે, લશ્કર સેપાહે બંદગીસ્ત.

૨. ખોદાના દરવાજા ઉપર ગુલામ થવું એ બીજાઓની ઉપર પાદશાહી ભોગવવા કરતાં બહેતર છે; ખોદાનો ગુલામ સઘળાઓનો પાદશાહ છે, અને એવા પાદશાહનું લશ્કર બદગીના સિપાહોનું બનેલું છે.

નફ્સે મન શૈતાનો મન મેન્કાદે નફ્સે દીવસાર,
રઝ્મે શૈતાન બીગમાન અઝ સૂઝો આહે બંદગીસ્ત.

૩. મારો હવસી જીવ શએતાન્યત ભરેલો છે; અને હું દેવ જેવા હવસી જીવનો તાબેદાર છું, આ શએતાન સાથેની લડાઇ બેશક બંદગીના જુસ્સા અને ગરમાગરમ ડચકાંઓથી થઇ શકે છે.

**ખાક બર સરપાશો તાજ્ અઝ સર બેનેહ્ દર આજેઝી,**
**ઝાન્કે ખાકે અજ્ઝ મર્દાનરા કોલાહે બંદગીસ્ત.**

૪. તારાં માથાં ઉપર ધુળ નાખ, અને માણસાઈ નાતવાનીની રાહે તારાં માથાપરનું તાજ બાજુ મૂક, કારણકે એ નાતવાનની ખાક ખરા મરદોની બંદગીની કોલાહ છે.

**બેગઝરઝ તખ્તે કઇ, બેગઝાર દીબાહાયે ઝર,**
**સંગો ખેશ્તો ખારો ખસ ઝીબાએ ગાહે બંદગીસ્ત.**

૫. શાહી તખત દુર મેળ, તારો જરી કસબનો રેશમી પોશાક તજ; પથર, ઈંટ, કાંટા, તરૂ (નાચારી નમનતાઈ) એ બંદગીના વખતનો લાયક પોશાક છે.

**સદ હઝારાન દોઝ્દો રહ્ પોર સંગો ઇમાન ચુન ઝોજાજ,**
**બેગઝરમ સાબેત અગર આન અઝ પનાહે બંદગીસ્ત**

૬. (જીંદગીનો) રસ્તો વચમાં પડેલા પથરોથી ભરપુર અને તે સાથે ઘણા ચોરો (દુન્યાઇ લાલચો) તે રસ્તામાં ભરાઇ બેઠેલા છે, અને ધર્મનું ઇમાન કાચના વાસણ જેવું છે. જો હું એ રસ્તા ઉપરથી સાબેત અને સહી-સલામત ઇમાનના કાચનાં વાસણને તોડયા વગર પસાર થાઉં તો તે બંદગીના આપીશથીજ છે.

**બાકીઓ આબાદ આમદ બીસોખન દર દો જેહાન,**
**હરકે અઝ રૂયે એરાદત ઊ તબાહે બંદગીસ્ત.**

૭. જે શખશ ઘણીજ આસ્થાથી બંદગીમાંજ પોતાને ગર્ક અને ફાની બનાવે છે, તે બેઉ જહાનમાં કાયમ રહેનારો અને આબાદ થાય છે, તેમાં શક નહિ.

**નાયદઝ મન તાઅતઝ સોસ્તી, અઝાન માન્દમ ખમૂશ,**
**ઇન ઝબાનઝ બીઝબાની ઓઝ્ર-ખાહે બંદગીસ્ત.**

૮. સુસતી અને નાતવાનીને લીધે મારાથી બંદગી થતી નથી, તે માટે હું ચુપ રહ્યો છું, આ મારી ઝબાન પોતાની ચુપકીદીને માટે બંદગીની માફી ચાહે છે.



## મુનાજાત ૨૬ મી (ઘઝલમાં)

**દસ્તુર દારાબ પાલનની જોડેલી.**



**અયે હુરમઝ્દે દાના, બર જોમ્લગી તવાના,**
**હસ્તી બે ખલ્ક પાના, ફર્યાદ રસ એલાહી.**

૧. અએ સર્વ જાણનાર અહુરમઝદ! સઘળાઓ ઉપર શકિતવાન! તું ખલકનો નેઘેહબાન છે, માટે અએ ખોદા તું મારી ફર્યાદે પહોચ.

ઝરૂતોશ્તે પાકો નામી, નઝૂહત ચેનીન ગેરામી,
બાશદ બે કૌમ હામી, ફરૂયાદ રસ એલાહી.

૨. પાક અને નામીચો જરતોસ્ત જે તુંને એટલો બધો વહાલો છે, તે હમારી કોમનો રક્ષક છે. ઓ ખોદા મારી મદદે પહોંચ.

મેસ્કીનો નાતવાનમ, અઝ ઘમ-કશી બેજાનમ,
બીસાઝે બર્ગો નાનમ, ફરૂયાદ રસ એલાહી.

૩. હું લાચાર અને અશક્ત છું, ગમ અને દુઃખનો બોજો ખમવાથી કંટાળી ગયો છું, અને ગુજરાનના સાધન વગરનો છું, ઓ ખોદા! મારી મદદે પહોંચ.

અઝ હાદેસાત મકૂહૂર, હસ્તીમ અઝ વતન દૂર,
અઝ યારો ખીશ મહજૂર, ફરૂયાદ રસ એલાહી.

૪. હાદેશાઓથી હમે હાર ખાઇ ગયા છીએ (ઇરાન) વતનથી દૂર છીએ, મિત્રો તથા ખેશીઓથી જુદા પડેલા છીએ, ઓ ખોદા તું હમારી મદદે પહોંચ.

લોત્ફ્ત અગર નેમાયદ રાહી બેમા બેશાયદ,
અઝ બંદેગાન ચે આયદ? ફરૂયાદ રસ એલાહી.

૫. અગર જો તારી મહેરબાની અમને રાહ દેખાડનારી થાય તો તે વાજબી છે, કારણ કે હમો બંદાઓની મગદુર તે કેટલી? ઓ ખોદા હમારી મદદે પહોંચ.

તા કયે ચેનીન શકીબમ? ચંદીન મકુન એતીબમ,
રોખ-ઝર્દ હમ્ચુ સીબમ, ફરૂયાદ રસ એલાહી.

૬. હું કયાં સુધી ધીરજ રાખું? મારી ઉપર આટલો ક્રોધ ના કર, મારા રૂખસાર સેબફળના જેવા ફિકા છે; ઓ ખોદા! મારી મદદે પહોંચ.

દાદી તો વઅદે મારા, "હર મુશ્કેલો જફારા,
યારી દેહમ શુમારા" ફરૂયાદ રસ એલાહી.

૭. તેં હમને વચન આપ્યું છે કે "દરેક મુશ્કેલી તથા જફાની વખતે હું તમને મદદ કરીશ", માટે ઓ ખુદા! હમારા મદદે પહોંચ.

આન વક્ત આમદ્દ અકનૂન, હર રૂઝ બેદઅત્ અફ્ઝૂન,
ખાતેર પરીશો મહઝૂન, ફરૂયાદ રસ એલાહી.

૮. હવે તે વખત આવ્યો છે, દરરોજ ધર્મમાં નવા ધીંગસીંગ અને કુધારા વધે છે, તેથી હમારાં મન પરેશાન અને દુઃખી છે. માટે ઓ ખોદા! હમારી મદદે પહોંચ.

મારા કવીસ્ત ઉમ્મીદ ઝાન વઅ્દેએ તો જાવીદ,
યાબીમ અઝ તો તાઇદ, ફરૂયાદ રસ એલાહી.

૯. હમને તે તારા વચનનું હંમેશ મકકમ યકીન છે; હમે તારાથી મદદ મેળવીશું. ઓ ખોદા હમારી મદદે પહોંચ.

ગર લોત્ફે તો નબાશદ હર ખસ દેલમ ખરાશદ,
પસ કયે તોરા શનાસદ? ફરૂયાદ રસ એલાહી.

૧૦. અગર જો તારી મહેરબાની ન હતે તો દરેક નીચ માણસ મારાં હૃદયને આઝોરદે કરતે. પછી તે હૃદય તને કયારે પીછાણતે? ઓ ખોદા! મારી મદદે પહોંચ.

દર પીશે ખાસો આમત, કુન આબરૂ કરામત,
દુશ્મન બરદ નદામત, ફરૂયાદ રસ એલાહી.

૧૧. મને ખાસ અને આમ લોકોની નજીદીકમાં આબરૂ બખશ, જેથી મારો દુશમન પશ્ચાતાપમાં પડે. ઓ ખોદા! મારી મદદે પહોંચ.

હર દર્દ દર તનમ હસ્ત, હર કારે મુશ્કેલમ હસ્ત,
કુન દૂર હર્ચે ઘમ હસ્ત, ફરૂયાદ રસ એલાહી.

૧૨. મારા તનમાં દરેક જાતનું દુઃખ છે, મારૂં દરેક કામ મુશકેલ છે, માટે જે સઘળું ગમથી ભરેલું છે તે દુર કર. ઓ ખોદા! મારી મદદે પહોંચ.

રબ્બી બરી ઝે રૈબી, વાકેફ ઝે રાઝે ઘૈબી,
સત્તારે જોમ્લે ઐબી, ફરૂયાદ રસ એલાહી.

૧૩. ઓ મારા સાહેબ! તું ફરેબ વગરનો છે, અને ગેબી ભેદોથી તું વાકેફ છે, અને તું તમામ એબોનો ઢાંકનાર છે. ઓ ખોદા! મારી મદદે પહોંચ.

બેફ્રેસ્ત ઝૂદ ઇદર વખ્શૂરે નર હુશીદર,
આખેર હમૂસ્ત રહબર, ફરૂયાદ રસ એલાહી.

૧૪. તું જલદીથી પેગમબર હુશેદરને અહિંયાં મોકલ, સેવટે હમારો તેજ રાહબર છે. ઓ ખુદા! હમારી મદદે પહોંચ.

દર આખેરીન હઝારેહ રંજસ્ત બીશુમારેહ,
બદ્તર ઝે હર હઝારેહ, ફરૂયાદ રસ એલાહી.

૧૫. આખેરી હઝારમાં બેશુમાર રંજ છે, દરેક હઝારાના કરતાં તે વધારે ખરાબ છે. ઓ ખોદા! હમારી મદદે પહોંચ.

અઝ લોત્ફે ખુદ દવા કુન, અઝ ફેકો ઘમ રેહા કુન,
ઉમ્મીદ મા રવા કુન, ફર્યાદ રસ એલાહી.

૧૬. તારી મહેરબાનીની રાહે તેનો ઉપાય કર, ફિકર તથા ગમથી છુટકારો કર, અને હમારી ઉમેદ બર લાવ, ઓ ખોદા! હમારી મદદે પહોંચ.

ઘમ બેશ્કરદ દેલે મન, દર બન્દહાએ આહન,
ઝીન ઘમ બેદારમ ઇમન, ફર્યાદ રસ એલાહી.

૧૭. લોખંડ જેવા મજબુત ફાંદામાં ગમ મારાં હ્રદયનો શીકાર કરે છે, તે ગમથી મને સલામત રાખ. ઓ ખોદા! મારી મદદે પહોંચ.

દૌલત બે કસ નપાયદ, દોન્યા ફના નેમાયદ,
હમ-રેહ નેકૂઇ આયદ, ફર્યાદ રસ એલાહી.

૧૮. દોલત કોઇની સાથે પાયદાર રહેતી નથી. દુન્યા તેને ફના કરી નાખે છે, (પણ) નેકીજ સાથે આવે છે. ઓ ખોદા હમારી મદદે પહોંચ.

દર વક્તે નઝૂએ જાનમ, કુન તા અશેમ બેખાનમ,
કોદ્દુસી શવદ રવાનમ, ફર્યાદ રસ એલાહી.

૧૯. મારો જાન આપવાની છેલ્લી પળે હું "અષેમ વોહુ" ભણું તેવું કર, જેથી મારું રવાન બહેશતી થાય. ઓ ખોદા! મારી મદદે પહોંચ.

---

## મુનાજાત ૨૭ મી (ઘઝલમાં)

### દસ્તુર શાપુરજી માણેકજી સનજાણાની.

કસ નીસ્ત જોઝ તો દાના, બાશી બે ખલ્ક પાના,
હસ્તી બે ખુદ તવાના, દસ્તમ બેગીર મૂના.

૧. તારા શિવાય કોઇપણ સર્વ જાણનારો નથી, લોકોનો તું પાસબાન છે. તું ખુદથીજ સર્વ શક્તિવાન છે, અએ રાહબરી કરનાર ખુદા તું મને સહાય થા.

બીચારેઓ અઇફ્મ, દરમાન્દેઓ નહીફ્મ,
સર્ગશ્તેઓ કસીફ્મ, દસ્તમ બેગીર મૂના.

૨. હું લાચાર નાતવાન છું, આજેજ નબળો છું, ગભરાટમાં પડેલો તથા પાપથી ખરડાયલો છું, અય રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

લોત્ફત ઝે હદ બેરૂનસ્ત, ફઝૂલત ઝે હદ ફેઝૂનસ્ત,
શફ્કત બે મન હમૂનસ્ત, દસ્તમ બેગીર મૂના.

૩. તારી રહેમ હદ બહારની છે, તારી બખશેશ બેહદ છે, મારી ઉપર તારી માયા એક સરખી છે, અય રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

દર એશ્કે તો ચેનાનમ, કઝ ખુદ નેશાન ન દાનમ,
તીરે ગમત બે જાનમ, દસ્તમ બેગીર મૂના.

૪. તારા પ્રેમમાં હું એટલો તો ગરક છું કે હું પોતાને ભુલી ગયો છું, તારા પ્રેમનો તીર મારા જાનમાં છે, અએ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

લૈલો નેહાર ઝારમ, જોઝ આહ નીસ્ત યારમ,
જોઝ ગેર્યે નીસ્ત કારમ, દસ્તમ બેગીર મૂના.

૫. રાત દીન હું તારા ગમમાં પીગળાતો જાઉં છું. હાય અફસોસ શિવાય કોઇ મારો યાર નથી. રડવા શિવાય મારૂં બીજું કાંઇ કામ નથી, અએ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

અઝ શહ્રો ખીશ દૂરમ, વઝ ખલ્ક મન નફૂરમ,
ઝેક્રત શુદેહ સરૂરમ, દસ્તમ બેગીર મૂના.

૬. મારાં પોતાનાં વતન અને ખેશોથી દુર છું, અને લોકોથી હું કંટાળો પામેલો છું, તારી સેપાસ ગુજારીમાં હું મઝાહ લેઉં છું, અએ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

બર દર્ગેહત ફેતાદમ, જાન બર દરત નેહાદમ,
રસ યક ઝમાન બે દાદમ, દસ્તમ બેગીર મૂના.

૭. હું તારી દરઘાહ ઉપર પડેલો છું. મેં મારો જાન તારે બારણે મેલેલો છે. એક વખત મારી દાદે પહોંચ, અએ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

યક લોત્ફ અગર બેસાઝી બર આસીઆન નવાઝી,
દૂરમ ઝે ખુદ નસાઝી, દસ્તમ બેગીર મૂના.

૮. જો એક મહેરબાની કરે તો ગુનેહગારો ઉપર તું બખશેશ કર, અને મને તારી આગળથી દુર ના કર! અએ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

નક્શે તો નીસ્ત દર દેલ, પાયમ ઝે હેર્સ દર ગેલ,
ઓમ્રમ તલફ શુદઝ જહ્લ, દસ્તમ બેગીર મૂના.

૯. તારી યાદનો છાપ મારાં દીલમાં નથી. મારો પગ દુન્યાના લોભ લાલચથી કાદવમાં ચીટકી બેઠો છે. જાહેલીમાં જીંદગી બરબાદ કીધી છે, એ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

બેન્મા કરમ બે હાલમ, હાસેલ શવદ કમાલમ,
જોઝ તો બે કી બેનાલમ, દસ્તમ બેગીર મૂના.

૧૦. મારી હાલત ઉપર દયા કર, જેથી મને સંપુર્ણતા હાંસલ થાય, તારા શિવાય હું કોણની આગળ ફર્યાદ કરૂં? એ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા

**કાયેમ હમે બે નામત, આલમ હમે ઘોલામત,**
**શીરાંન હમે બે દામત, દસ્તમ બેગીર મૂના.**

૧૧. તારાં નામથી સર્વે કાયમ છે, આખી આલમ તારી સેવામાં છે, બધા સીંહો તારી જાળમાં છે. ઓ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

**દર કૂયે તો ફેતાદમ, સર દર રહત નેહાદમ,**
**જાન બર દરત બેદાદમ, દસ્તમ બેગીર મૂના.**

૧૨. તારા રસ્તામાં હું પડેલો છે, તારી રાહ પર મેં માથું મુકયું છે, તારી દરઘાહમા મારો જાન આપ્યો છે. ઓ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

**ફરઝંદો ઝર મરા દેહ, જાને મરા સફા દેહ,**
**દુશ્મન ઝે મન જુદા નેહ, દસ્તમ બેગીર મૂના.**

૧૩. મને ફરઝંદ તથા દોલત આપ, મારા જાનને પાકીજગી આપ, દુશમનને મારાથી વીખુટો કર, ઓ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

**પયેકે અજલ ચુન આયદ, જાનમ ઝે મન રૂબાયદ,**
**આન જાન ઝે તન બરાયદ, દસ્તમ બેગીર મૂના.**

૧૪. જ્યારે મારી અજલનો કાસદ આવે, અને મારી કનેથી જાન છીનવી લે, અને તે જાન મારાં તનમાંથી બહાર નીકળી જાય, ત્યારે ઓ રાહબરી કરનાર ખુદા! તું મને સહાય થા.

---

## મુનાજાત ૨૮ મી (ઘઝલમાં.)

**આતશ બેહેરાંમ અથવા આદરાંન યા ઘરના આતશની નજદીક પઢવાની.**

**અયે નૂરે ખોદા, કેબ્લેએ મા, આતેશે યઝદાંન,**
**ઝીન યશ્તો નેયાયેશ કે કુનમ બાશ તો શાદાંન.**

૧. અએ ખુદાના નુર! હમારા કેબલા અને યઝદાનના આતશ! જે યશ્ત તથા નીયાએશ હું ભણું તેથી તું ખુશી થા.

**ઈન બંદગીઓ ઝેકે ખોદા નઝદે તો કર્દમ,**
**અઝ બહરે એજાબત બરે દાદાર તો બેર્સાન.**

૨. આ બંદગી તથા ખુદાની યાદ તારી સનમુખ મેં કીધી છે, તે બંદગી ખુદાની નજદીક જ્હાલીને માટે તું પુગાડ.

અઝ મન બેરસાન અર્ઝે બે આન દર્ગહે યકતા,
એમ્દાદ બેકુન તા કે શવદ મુશ્કેલમ આસાન.

૩. મારા તરફની આ અરજ તે એકલા ખુદાની દરઘાહમાં પહોંચાડ, મને મદદ કર, કે જેથી મારી મુશ્કેલી આસાન થાય.

કુન રેઝ્કૂ ફરાખ, આબ ફેઝા, બખ્શ સઆદત,
અફ્ઝૂનિયે ફર્ઝંદ દેહુ અઝ ખાલેકે ગેહાન.

૪. મારી રોજી રઝક પુષ્કળ કર, આબરૂ વધાર, સુખ બખશ, અને જેહાનના પેદા કરનાર તરફથી મને ફરઝંદની વૃદ્ધિ કર.

---

## મુનાજાત ૨૯ મી (ઘઝલમાં)

### આવાં અરદ્વીસુરની સનમુખ પઢવાની.



અયે કેબ્લેએ મા, ઇઝદે પાકીઝગી, આબાન,
ઝીન યશ્તો નેયાયેશ કે કુનમ બાશ તો શાદાન.

૧. અએ હમારા કેબલા, પાક આવાં યઝદ! જે યશ્ત તથા નીયાએશ હું ભણું તેથી તું ખુશ થા.

ઇન બંદગીઓ ઝેકે ખોદા નઝ્દે તો કર્દમ,
અઝ બહ્રે એજાબત બરે દાદાર તો બેસાન.

૨. આ બંદગી તથા ખુદાની યાદ તારી સનમુખ મેં કીધી છે, તે બંદગીને ખોદાની નજદીક બહાલીને માટે તું પુગાડ.

અઝ મન બેરસાન અર્ઝે બે આન દર્ગહે યકતા
એમ્દાદ બેકુન તા કે શવદ મુશ્કેલમ આસાન.

૩. મારી તરફની આ અરજ તે એકલા ખોદાની દરઘાહમાં પહોંચાડ, મને મદદ કર, જેથી મારા મુશ્કેલીઓ આશાન થાય.

કુન રેઝ્કૂ ફરાખ, આબ ફેઝા, બખ્શ સઆદત,
અફ્ઝૂનિયે ફર્ઝંદ દેહુ અઝ ખાલેકે ગેહાન.

૪. મારી રોજી રઝક પુષ્કળ કર, આબરૂ વધાર, સુખ બખશ, જેહાનના પેદા કરનાર તરફથી મને ફરઝંદની વૃદ્ધિ કર.

---

## મુનાજાત ૩૦ મી (ઘઝલમાં.)

### ખોરશેદ સનમુખ પઢવાની.

—:o:—

અયે નૂરે અહુરમઝદ, તો ખુરશીદે દારોખ્શાન,
ઝીન યશ્તો નેયાયેશ કે કુનમ બાશ તો શાદાન.

૧. અએ અહુરમઝદના નુર તું પ્રકાશીત ખોરશેદ! જે યશ્ત તથા નીયાએશ હું ભણું તેથી તું ખુશ થા.

ઈન બંદગીઓ ઝેકે ખોદા નઝૂદે તો કર્દમ,
અઝ બહરે એજાબત બરે દાદાર તો બેર્સાન.

૨. આ બંદગી તથા ખુદાની યાદ તારી સનમુખ મેં કીધી છે, તે બંદગીને ખુદાની નજદીક બહાલીને માટે તું પુગાડ.

અઝ મન બેરસાન અર્ઝ બે આન દર્ગહે યક્તા,
એમ્દાદ બેકુન તા કે શવદ મુશ્કેલમ આસાન.

૩. મારા તરફની આ અરજ તે એકલા ખુદાની દરગાહમાં પહોંચાડ, મને મદદ કર, જેથી મારી મુશકેલી આસાન થાય.

કુન રેઝૂક ફરાખ, આબ ફેઝા, બખ્શ સઆદત,
અફ્ઝૂનિયે ફર્ઝંદ દેહ અઝ ખાલેકે ગૈહાન.

૪. મારી રોજી રઝક પુષ્કળ કર, આબરૂ વધાર, સુખ બખશ, જેહાનના પેદા કરનાર તરફથી મને ફરઝંદની વૃદ્ધિ કર.

---

## મુનાજાત ૩૧ મી (ઘઝલમાં)

### માહાબોખતારની સનમુખ પઢવાની.

અયે નૂરે ખોદા, કેબ્લેએ મા, માહે દારોખ્શાન,
ઝીન યશ્તો નેયાયેશ કે કુનમ બાશ તો શાદાન.

૧. અએ ખુદાના નુર, હમારા કેબલા પ્રકાશીત મહાબોખતાર! જે યશ્ત તથા તથા નીયાએશ હું ભણું તેથી તું ખુશ થા,

ઇન બંદગીઓ ઝેકે ખોદા નઝૂદે તો કર્દમ,
અઝ બહરે એજાબત બરે દાદાર તો બેર્સાન.

૨. આ બંદગી તથા ખુદાની યાદ મેં તારી સનમુખ કીધી છે, તે બંદગીને ખોદાની નજદીક બહાલીને માટે તું પુગાડ.

અઝ મન બેચ્સાન અર્ઝ બે આન દર્ગહે યકતા,
બેમ્હાદ બેકુન તા કે શવદ મુશ્કેલમ આસાન.

૩. મારા તરફની આ અરજ તે એકલા ખોદાની દરગાહમાં પહોંચાડ, મને મદદ કર, જેથી મારી મુશ્કેલી આસાન થાય.

કુન રેઝ્ક ફરાખ, આબ ફેઝા, બખ્શ સઆદત,
અફ્ઝુનિયે ફર્ઝંદ દેહ્ અઝ ખાલેકે ગૈહાન.

૪. મારી રોજી રઝક પુષ્કળ કર, આબરૂ વધાર, સુખ બખશ, જહાનનાં પેદા કરનાર તરફથી મને ફરઝંદની વૃદ્ધિ કર.

---

## મુનાજાત ૩૨ મી (બેતોમાં.)



પાદશાહા જોર્મે મારા દર ગુઝાર,
મા ગુનેહ્કારીમો તો આમોર્ઝગાર.

૧. અએ પાદશાહ! હમારા ગુનાહ માફ કર, હમે ગુનેહગાર છીએ, તું માફી બખ્શનાર છે.

તો નેકૂકારીઓ મા બદ કર્દેઇમ,
જોર્મે બીઅંદાઝો બીહદ કર્દેઇમ.

૨. તું નેક કામ કરનાર છે, હમે બદીનાં કામ કીધાં છે, હમોએ બેઅંદાઝ અને બેહદ ગુનાહ કીધા છે.

સાલહા દર ફેસ્કે એસ્યાન ગશ્તેઇમ,
આખેરૂ અઝ કર્દેહ્ પશીમાન ગશ્તેઇમ.

૩. વરસો સુધી ગુનાહ તથા પાપમાં હમો ભટકયા છીએ, સેવટે તે સઘળાં કીધેલાંથી હમો પશેમાન થયા છીયે.

રૂઝો શબ અંદર મનાહી બૂદેઇમ,
ઘાફેલઝ અમ્રો નવાહી બૂદેઇમ.

૪. રાત દીન હમો મના કરવામાં આવેલાં કામોમાંજ મશગુલ રહયા છીએ, તારા હુકમ તથા મનાઇથી હમો ગાફેલ રહયા છીએ.

દાયેમા દર બંદે એસ્યાન માન્દેઇમ,
હમ-કરીને નફ્શે શેતાન માન્દેઇમ.

૫. હંમેશાં પાપના ફાંદામાં રહયા છીયે, અને શેતાનીયત ભરેલા હવસી આત્માના સાથી થયા છીયે.

બીગુનેહ્ નગઝશ્ત બર મા સાઅતી,
બા હઝૂરે દેલ નકર્દેહ્ તાઅતી.

૬. હમારો એક પણ કલાક ગુનાહ વગર પસાર થયો નથી, શાંત અને એકચીત મને હમે બંદગી કરી નથી.

બર દર્ આમદ બંદેઇ બોગરીખતેહ,
આબરૂએ ખુદ બે એસ્યાન રીખતેહ.

૭. નાસી ગયેલો બંદો તારા દરવાજા ઉપર પાપમાં પોતાની આબરૂની ધુળ-ધાણી કરી પાછો આવ્યો છે.

મધ્ફેરત દારદ ઉમીદઅઝ લોત્ફે તો,
ઝાન્કે ખુદ ફર્મુદેઇ "લા તક્નતુ."

૮. તારી મહેરબાનીથી તે બંદો માફીની ઉમેદ રાખે છે, કારણકે તેં ફરમાવ્યું છે કે "નિરાશ થતો ના."

બહરે અલ્તાફે તો બીપાયાન બવદ,
ના ઉમીદઅઝ રહ્મતત શૈતાંન બવદ.

૯. તારી મહેરબાનીઓનો માહાસાગર હદ વગરનો છે, તારી રહેમતથી શયતાનજ ફકત નાઉમેદ છે.

નફ્સે શૈતાન ઝદ કરીમા રાહે મન,
રહ્મતત બાશદ શફાઅત ખાહે મન.

૧૦. અએ કૃપાળુ ખોદા! શએતાનીયત ભરેલા હવસી આત્માએજ મને આડે રસ્તે દોરવ્યો છે, પણ તારી રહેમ મારી સિફારશ કરનાર થઇ શકે.

ચશ્મ દારમ કઝ ગુનેહ્ પાકમ કુની,
પીશઆંન કન્દર તહે ખાકમ કુની.

૧૧. હું ઉમેદ રાખું છું કે તું મને મટ્ટીમાં મેળવે તે આગમજ ગુનાહથી મને પાક કરશે.

અંદરાંન દમ કઝ બદન જાનમ બરી,
અઝ જેહાન બા નૂરે ઇમાનમ બરી.

૧૨. બદનની અંદરનો જાન જ્યારે તું લઇ લે, ત્યારે જહાનમાંથી મને મારાં ઇમાનના નુર સાથે લઇ જજે.

(ફ. અ.)

# મુનાજાત ૩૩ મી (ઘઝલમાં)

## બામદાદને વખતે પઢવાની.

—:o:—

દેલા બર ખીઝો તાઅત કુન, કે તાઅત બેહ્ કે હર કારસ્તં,
સઆદત આન કસી યાબદ કે પીશઝ સોબ્હ્ બીદારસ્ત.

૧. અએ દીલ! ઉઠ અને ભક્તિ કર, કારણકે ભકિત દરેક કાર્યના કરતાં બહેતર છે. જે કોઇ બામદાદની આગમજ બીદાર થાય છે, તેને સુખ મળે છે.

દેલત ગૂયદ કે બર ખીઝમ, હવા ગૂયદ દમે દીગર,
હવારા ઝીરે પા આવર કે વક્તે અમ્રે જબ્બારસ્ત.

૨. તારૂં દીલ કહે છે કે "ઉઠું," પણ સવારની આળસાઇ કહે છે કે નહિ, નહિ, બીજી પળે. (યાને હમણાં સુઇ રહે, પછી ઉઠજે) એ આળસાઇને પગ તળે કચડી નાખ, કે બામદાદનો વખત તે સર્વશકિતવાન પરવરદેગારના ફરમાન બજા લાવવાનો વખત છે.

ખરૂસાન દર સહર ગૂયન્દ "કોમ કોમ ઐયહુલ્-ધાફેલ";
તો ખુદ મસ્તી, નમીદાની; કસી દાનદ કે હુશ્યારસ્ત.

૩. મરધો બડી બામદાદે બોલે છે કે "અએ ગાફેલ માનવી! ઉઠ, ઉઠ!" તું પોતે ઉંઘના મસ્તીમાં પડેલો છે, તેથી તું કાંઇ સમજતો નથી, જે કોઇ બીદાર અને હુશિયાર છે તે જાણે છે ને સમજે છે.

હમાન બેહ્તર કે બર ખીઝી, ઝે દીદેહ્ આબે ખૂન રીઝી,
ઝે આઝો હેર્સ બોગરીઝી, કે દુશ્મન સખ્ત મક્કારસ્ત.

૪. બહેતર છે કે તું ઉઠે, તારી આંખમાંથી લોહીના આસું વરસાવે, ને લોભ લાલચથી દુર નાસે, કારણકે દુશમન (અહેરેમન) ઘણોજ મક્કરબાજ છે.

અયા મેસ્કીને બીચારેહ્ તફક્કોર કુન બે યક બારેહ્,
અસીરે નફ્સે અમ્મારેહ્, તોરા મોર્દન બેનાચારસ્ત.

૫. અએ ગરીબ મીસ્કીન! એકજ વાર વિચાર કર, તું તારાં હવસી જીગરના બંદમાં છે, તુંને મર્યા વગર છુટકો નથી.

બે આહન તખ્તે અંદાઝંદ, કફન અંદર તનત સાઝંદ,
દરૂને દખ્મે અંદાઝંદ, અમલ આન્જા તોરા યારસ્ત.

૬. તુંને લોખંડની ગેહાન ઉપર નાખવામાં આવશે, તારાં શબને કપડાં પહેરાવવામાં આવશે, અને દખમામાં મુકવામાં આવશે, જ્યાં તારી કરણીજ તુંને યારીએ આવશે.

(શા. ત.)

## મુનાજાત ૩૪ મી ( ઘઝલમાં )

### બામદાદને વખતે પઢવાની.

——:o:——

અયે તાલેબે નૂરે ખોદા, બર્ખીઝ વક્તે સોબ્હદમ,
અયે તાલેબે નૂરે સફા, બર્ખીઝ વક્તે સોબ્હદમ.

૧. અએ ખુદાના નુરની તલબ કરનાર સહવારને વખતે ઉઠ! અએ પાકીજગીના નુરની તલબ કરનાર! બામદાદને વખતે ઉઠ.

ખાહી કે બાશી દર અમાન, ઝીન મુશ્કેલે આખેર ઝમાન,
બર રાહે મૌલા શવ રવાન, બર્ખીઝ વક્તે સોબ્હદમ.

૨. જો આ આખેર જમાનાની મુશ્કેલીથી તું સલામત રહેવા માંગતો હોય, તો ખોદાતાલાની રાહ ઉપર ચાલ અને બામદાદને વખતે ઉઠ.

અયે બેદર્દ-દેલ બીદાર શવ, દર યાદે આન દેલ્દાર શવ,
બા નાલેહાયે ઝાર શવ, બર્ખીઝ વક્તે સોબ્હદમ.

૩. અએ ખોદાની લાગણી વગરના હૈયાં ધરાવનાર! બીદાર થા, તે મહાનં માશુકની યાદમાં રોકા, કકલાટવાળા રડવાના પોકાર કર, બામદાદને વખતે ઉઠ.

સોબ્હસ્ત નૂરે દાર-ફેશાન, બર કાયેનાતો લા મકાન,
ગર વાકેફ હસ્તી તો અઝાન, બર્ખીઝ વક્તે સોબ્હદમ.

૪. બામદાદ અણુહદ સૃષ્ટિ ઉપર મોતીનું અજવાળું પાથરનાર છે, અગર જો તેથી તું વાકેફ હોય તો બામદાદને વખતે ઉઠ.

ફર્દા ઝે દોન્યા રફ્તનસ્ત, ઇન્જા ન ઘાફેલ બૂદનસ્ત,
અંદર સતૂદાન ખોફ્તનસ્ત, બર્ખીઝ વક્તે સોબ્હદમ.

૫. આવતી કાલે દુન્યામાંથી ચાલી જવાનું છે, અહિંયા ગાફેલ રહેવાનું નથી. ઘોરમાં લાંબો વખત ઉંઘાવાનું છે, માટે હાલ બામદાદને વખતે ઉઠ.

સોબ્હસ્ત વક્તે બોહસના, સોબ્હસ્ત વક્તે દેલ-ગુશા,
સોબ્હસ્ત વક્તે જાન-ફેઝા, બર્ખીઝ વક્તે સોબ્હદમ.

૬. બામદાદનો વખત ખુશનુમા વખત છે, બામદાદ દીલને ખુશ કરનારો વખત છે, બામદાદ જાનની વૃદ્ધિ કરવાનો વખત છે, માટે બામદાદને વખતે ઉઠ.

સોબ્હસ્ત વક્તે ઑશેકાન, સોબ્હસ્ત વક્તે સૅાદેકાન,
સોબ્હસ્ત વક્તે નૅાતેકાન, બરૂખીઝ વક્તે સોબ્હદમ.

૭. બામદાદ (ખોદાના) આશકોનો વખત છે, બામદાદ સાચા અને સાફ દીલના લોકોનો વખત છે, બામદાદ છટાથી બોલનારાઓનો વખત છે, માટે બામદાદને વખતે ઉઠ.

ખૅાહી કે તો આગહ્ શવી, દર હર દો આલમ શહ્ શવી,
ખૅાહી કે મરૂદે રહ્ શવી, બરૂખીઝ વક્તે સોબ્હદમ.

૮. અગર જો તું સર્વ ચીજથી વાકેફ થવા ઇચ્છતો હોય, બેઉ દુન્યામાં શાહ થવા ઇચ્છતો હોય, ખોદાની રાહ ઉપર ચાલનારાઓમાં પુખ્ત થવા ઇચ્છતો હોય, તો બામદાદને વખતે ઉઠ.

હર્દમ ખોદારા યાદ કુન, દેલ્રા ઝે ઘમ આઝાદ કુન,
બોલબોલ્-સેફ્ત ફર્યાદ કુન, બરૂખીઝ વક્તે સોબ્હદમ.

૯. હરદમ ખોદાને યાદ કર, દીલને ગમથી મોકળું કર, બુલબુલની માફક પોકાર કર અને બામદાદને વખતે ઉઠ.

ચુન જાહેલીઓ અબ્લેહી, બારે ગેરાન બર ખુદ નેહી,
મર્ગત બેયાયદ નાગેહી, બરૂખીઝ વક્તે સોબ્હદમ.

૧૦. તું જાહેલ અને અજ્ઞાન હોવાથી તારી ઉપર ભારી બોજો મેલે છે, તારૂં મોત ઓચિંતું આવશે, માટે બામદાદને વખતે ઉઠ.

---

## મુનાજાત ૩૫ મી (ઘઝલમાં)

મન બંદએ હકીરમ, ફર્યાદ રસ એલાહી,
દર બંદે ઘમ અસીરમ, ફર્યાદ રસ એલાહી.

૧. હું કંગાળ બંદો છું, અએ ખોદા! મારી મદદે પહોંચ. હું ગમના બંદમાં કેદી છું, અએ ખોદા! મારી મદદે પહોંચ!

કર્દમ બસી ગુનાહી, શુદ નામેઅમ સિયાહી,
ઓમ્રમ શુદે તબાહી, ફર્યાદ રસ એલાહી.

૨. મેં ઘણા ગુનાહ કીધા છે, મારાં કામોના હિસાબનો કોરો ચોપડો પાપોની નોંધથી કાળો થઇ ગયો છે, મારી જીંદગી બરબાદ ગઇ છે, ઓ ખોદા! મારી મદદે પહોંચ!

દારમ દીલી પરીશાંન, અંદર ફેરાક ઝીશાન,
ગશ્તે જુદા ઝે ખીશાંન, ફર્યાદ રસ એલાહી.

૩. હું પરેશાન દીલનો છું, જુદાઇમાં જાણીતો થયો છું, ખેશાવંદોથી જુદો પડયો છું, ઓ ખોદા! મારી મદદે પહોંચ!

ખાતેર પરીશમ અકનૂન, ઝાન જાનમસ્ત મહ્ઝૂન,
ચશ્મમ ઝે ગેર્યે પોર્ ખુન, ફર્યાદ રસ એલાહી.

૪. હાલ હું મનના ગુચવાડામાં ગેરફતાર છું, તેથી મારો જીવ ઘણોજ ઉદાસ છે, મારી આંખ, રડવાથી લોહીલુહાણ થઇ છે, ઓ ખોદા! મારી મદદે પહોંચ!

જમઇયતમ અતા કુન, ફેકરઝ દેલમ જુદા કુન,
રંજે મરા સફા કુન, ફર્યાદ રસ એલાહી.

૫. મને મનની શાંતિ બખ્શ, મારાં દીલમાંથી ફીકરને કહાડી નાખ, મારી રંજ ટાળ! ઓ ખોદા! મારી મદદે પહોંચ!

અયે કાદેરે તવાના, તો આલેમીઓ દાના,
એઝ્ઝીર દઅ્વતે મા, ફર્યાદ રસ એલાહી.

૬. અએ બળવાન સર્વશકિતવાન! તું વિદ્વાન સર્વ જાણનાર છે, મારી અરજ કબુલ રાખ, ઓ ખોદા! મારી મદદે પહોંચ!

યા રબ હેદાયતમ દેહ, તૌફીકે તાઅતમ દેહ,
સબ્રો કનાઅતમ દેહ, ફર્યાદ રસ એલાહી.

૭. ઓ સાહેબ! રાહબરી કર, બંદગી કરવાની બક્ષેશ આપ, મને સબુરી અને સંતોષ આપ. ઓ ખોદા! મારી મદદે પહોંચ!

ઓફ્તાદેઅમ બેઘાર્બત, બીદેલ ઝે રંજો કોર્બત,
હીચમ ન એઝ્ઝો હોર્મત, ફર્યાદ રસ એલાહી.

૮. હું પરાયા મુલકમાં પડયો છું, રંજ અને સખતીથી બેકરાર છું, મારી આબરૂ ઇજ્જત કાંઇ નથી. ઓ ખોદા! મારી મદદે પહોચ!

અયે વાહેબુલ્-અતાયા, વયે ખાલેકુલ્-બરાયા,
અફ્વમ કુની ખતાહા, ફર્યાદ રસ એલાહી.

૯. અએ સખી બખશેશ કરનાર! અએ ઇનસાનના પેદા કરનાર! મારા ગુનાહ માફ કર, ઓ ખોદા! મારી મદદે પહોંચ!

મન બંદએ ઘરીબમ, હુયેરાંનો બી-નસીબમ,
અઝ લોત્ફે કુન કરીબમ, ફર્યાદ રસ એલાહી.

૧૦. હું પરાયો બંદો છું, ગુંચવણમાં પડેલો તથા કમનસીબ છું, મહેરબાનીની રાહે મને તારી નજદીકનો કર, અએ ખોદા ! મારી મદદે પહોંચ !

અયે શાહે દીને દો આલમ, પયેવસ્તે દર મલાલમ,
ફેક્રી બે કુન બે હાલમ, ફર્યાદ રસ એલાહી.

૧૧. અએ બેઉ જહાનના શાહ ! હું સદા દુ:ખમાં છું, મારી હાલત ઉપર ખ્યાલ કર, ઓ ખોદા મારી મદદે પહોંચ !

સુલ્તાને મુત્તઆલી, સોબ્હાને ઝુલ-જલાલી,
રહ્મમાનો લા-યઝાલી, ફર્યાદ રસ એલાહી.

૧૨. અએ બુલંદ મરતબાના શાહ ! અએ કીર્તિવંત પાક ખોદા ! અએ દયાળુ અને પાયદાર ખોદા ! મારી મદદે પહોંચ !

અયે પાયેદાર સર્મદ, બંદેહ નેકૂસ્ત વર બદ,
અઝ દર્ગેહત મકુન રદ, ફર્યાદ રસ એલાહી.

૧૩. અએ અમર્ગ પાયદાર ખોદા ! હું તારો બંદો નેક હોઉં કે બદ, તોપણ તારી દરગાહમાંથી મને કાઢી ના મુકતો. અએ ખોદા ! મારી મદદે પહોંચ !

---

## મુનાજાત ૩૬ મી ( રોબાઇમાં. )



શાહા ઝે કરમ બર મને દર્વીશ નેગર,
બર હાલે મને ખસ્તેયે દેલ-રીશ નેગર.

૧. અએ શાહ ! દયા કરી મુજ ગરીબ તરફ જો, મારા જેવા જખમી દીલ-ફીગારની હાલત ઉપર નજર કર.

હરચંદ નયમ લાયેકે બખ્શાયેશે તો,
બર મન મનેગર, બર કરમે ખીશ નેગર.

૨. હું તારી માફીનો ગમે તેટલો લાયક નહિ હોઉં તોપણ મારી ઉપર ના જોતો, પણ તારી દયા તરફ જોજે.



## આશીરવાદ તન્દરૂસ્તી.

બ નામે યજદ્દ બખ્શાયન્દેહ્ બખ્શાયશગરે મહેરૂબાન્, અઇયારૂ મહેરૂદાદ્ અઇયારૂ ખુદાવંદ્.

(ફલાંન) રા; હજારૂ સાલ જીંદગાની તન્-દરૂસ્તી જાન્ વ દેરૂ-જીવશન્ આવાયદ્! ખુરેહ્ અંઘહદ અષહીદારૂ! દાદારૂ હરૂવસ્પ્-આગાહ્, શાદી વ રામશની આસાની ફરૂરોખી નેકી રસાનાદ્! વ બુજોર્ગ ખુરેહ્ ખુદાઇ હુ-પાદ્શાહી દાદ્, અમાવંદી પીરોજગરી બાદ્; હુ-જેહશન્ હુનેશાન્ દીને બેહ્ માજદયસ્નાંન્ આગાહી આસ્તોઆંની બાદ્! પએવંદ્ રવશની, ફરૂજંદ્ જાયશની, દેરૂ-પતાયશની જીવશની બાદ્! આદેલ્ તન્ વ હુ-સુબી પહાન્ વ રવાન્; હુ-પાદશાહી દાદ્; દાદારે હરૂવસ્પ્-આગાહ્, દીને જરૂ-થુશ્તી શાદ્ બાદ્ ! અએદુન્ બાદ્! અઇયારે ખુદા ખુદાવંદે આલમ્ રા (ફલાંન) રા, હજારૂ સાલ્ દેરૂ બેદારૂ! શાદ્ બેદારૂ! તન્દુરસ્ત્ બેદારૂ! અએદુન્ બેદારૂ! બરૂ સરે અરૂજાનીઆંન્ સાલ્હાએ બીસ્યારૂ વ કર-નહાએ બીશુમારૂ, બાકી વ પાયન્દેહ દારૂ! સદ્ હજારાન્ હજારૂ આફરીન્ બાદ્! સાલ્ ખુજસ્તેહ્ બાદ્! રોજ ફરૂરોખ્ બાદ્! માહ્ મુબારક્ બાદ્! ચંદ્ સાલ્, ચંદ્ રોજ, ચંદ્ માહ્, બીસ્યારૂ સાલ્ અરૂજાની-દારૂ યજશને વ ન્યાયેશને વ રાદી વ જોરૂ બરશને! અષહીદારૂ અવરે હમા કારો કેરૂ-ફેહા! તન્દુરસ્તી બાદ્; નેકી બાદ્; ખુબ્ બાદ્; અએદુન-તરજ બાદ્; પ યજદાંન્ વ અમેશાસ્પંદાન્ કામે બાદ્! અષેમ્ વોહૂ (૧).

આશીરવાદ તંદરૂરતીનો સાર—ન્યામતના બખશનાર માયાળુ ખોદાનું નામ લઇને હું આ શરૂ કરૂં છું. દયાળુ દાદગર ખુદા ફલાણાને હજાર સાલની જીંદગી બખશે! લાંબા કાળ સુધી જીવવાને માટે તંદરોરતી જોઇએ છે. અશોઇ સાથે ખોરેહ રહેજો! તમામ આગાહીવાળો દાદાર ખુશાલી, રામશની, આશાની, આબાદી, બુલંદ ખોરેહ, સરદારી, ભલી પાદશાહી, ઇનસાફ પહોંચાડે. હિંમત અને ફત્તેહ થાઓ! ભલી માઝદયરની દીનની સારી આરાધના તથા વાકેફી થાઓ! તે લાંબા કાળ સુધી જારી રહો! ખુશાલ રહો! આમીન! અએ પેદા કરનાર ખોદાતાલા! હમારા રાજ કર્તાને, ફલાણાને, હજાર વર્ષ સુધી કાયમ રાખ, ખુશાલ રાખ, તંદરોસ્ત રાખ! લાયકીવાળાં માણસોની સરદારી ઉપર ઘણાં વરસો સુધી કાયમ રાખ! હજારો આફરીન હોજો! વરશ ભાગ્યશાળી હોજો! રોજ બખ્તાવર હોજો! મહિનો મુબારક હોજો!! ઘણાક વરસો આરાધના તથા સખાવત કરવામાં જાય. તંદરોસ્તી, નેકી, તથા સારૂં હોજો! યઝદ તથા અમશારપંદોની મુરાદ મુજબ તમારી મુરાદ હોજો!

**આ મી ન !**

